# જગતની ધર્મશાળામાં

લખનાર :

જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા એમ. એ.

"પૂજારીના પગલે"ના લેખક

પ્રગટકર્તા—

ગાંડીવ સાહિત્ય મંદિર

હવાડિયા ચકલા

સુરત

મુદ્રકઃ પ્રકાશક
નટવર મૂ. વીમાવાળા
ગાંડીવ સાહિત્ય મંદિર વતી—
ગાંડીવ મુદ્રણાલય,
હવાડિયો ચકલો, સુરત.



---

"સુણીને કુકડકૂટ બોલ,
ખોલ્યાં ઊભેલ દ્વારમાં:
ભાઇ! કમાડય ખોલ, જીવન લ્હાવા માણવા:
ભૂંડા! હૈડે વિચાર, કેટડો કાલ વિતાડવો!
મળશું નહિ ફરી વાર, વિખૂટા પડેલ માણસાં."

---

આવૃત્તિ બીજી
સં. ૧૯૯૬
સને ૧૯૪૦
કિંમતઃ ૦-૧૦-૦

# અર્પણ પત્રિકા

જગતની ધર્મશાળામાં ઘણા ભાઇઓ, ઘણી બહેનો સાથે
ભેટો થયો છે. તેમાંનાં ઘણાં ધર્મશાળા છોડીને
ગયાં છે. કેટલાંક રહ્યાં છે. પણ તેમની માન-
સિક સૃષ્ટિ જુદી છે. બીજા કેટલાંકના સ્નેહ
ચાલુ રહ્યા છે. જે સ્નેહીઓ ગયાં
છે, તેમાંથી કેટલાંકે આ જીવ-
નને ભાવનામય બનાવવામાં
મદદ કરી હતી. જે
છે, તેમાંથી પણ
કેટલાંકે મદદ
કરી
છે.

તે સઘળાં વટેમાર્ગુઓને

# નિવેદન

ગુજરાતના ઊણાઅધુરા નિબંધસાહિત્યમાં શ્રી જયસુખલાલ મહેતા જેવા પ્રખર વિચારકની માનસસૃષ્ટિમાંથી નીપજેલાં અણમૂલાં પુષ્પો ઉમેરતાં આનંદ થાય છે.

શ્રી જયસુખલાલભાઇએ અમને આ પુસ્તકનું પ્રકાશનકાર્ય સોંપી ઋણી કર્યા છે. એમનું અહેસાન ન ભૂલી શકાય.

નટવર વીમાવાળા




સંધ્યાકાલ થવા આવ્યો હતો. રાત પડયા પહેલાં ગામડે પહોંચી જવાની ઇચ્છાથી ગાડાંવાળા પણ બળદોને ઝડપથી ચલાવતા હતા. ત્યાં થોડે દૂર "સોનાવર્ણી દેહ બળે ને રૂપાં-વર્ણી ધૂંસ"નું દૃશ્ય અમારી નજરે પડયું. કોઈ બહેનની જગતની છેલ્લી મુસાફરી થતી હતી અને સૂર્યનાં છેલ્લાં કિરણો તે બળતા

ભડકા ઉપર પડતાં હતાં. સામાન્ય રીતે ગામને પાદરે સ્મશાન હોય છે એટલે અમે ગામની પાસે આવી પહોંચ્યા હઈશું એમ લાગ્યું. થોડી વારમાં તો ગામ જ આવી પહોંચ્યું અને ધાર્યા કરતાં એ મોટું જણાયું.

ગામના પટેલને ત્યાં કે કોઇ ખેડૂતને ત્યાં રાતવાસો કરવાનો વિચાર હતો; પણ ત્યાં નાની ધર્મશાળા જોઈ એટલે ગાડાં ત્યાં જ છોડયાં. સૌ કોઇ વાળુપાણી તૈયાર કરવાની તૈયારીમાં પડયાં; પણ મારી દૃષ્ટિ આગળથી ગામને પાદરે જોયેલું ચિત્ર જતું ન હતું. તે ફેંકી દેવાયેલ લાલ ચૂંદડી, તે કંકુ ચોપડેલ શ્વેત પગ, પ્રભુ પાસે જતી ભડકાની રેખાઓ, તે સત્રળાંથી બીજું બધું ઘડીભર ભૂલાઈ જતું હતું. થોડાએક વખત પછી ધર્મશાળામાં કૈંક વધુ ગડબડ થઇ અને હું સ્વપ્નદશામાંથી જાગૃતાવસ્થામાં આવી ગયો.

બે ત્રણ નવાં ગાડાં આવી પહોંચ્યાં છે અને તેમાંથી સ્રીઓ, પુરૂષો અને બાળકો ઊતરે છે. તેટલામાં જ જે અર્ધસ્વપ્ન–અર્ધસત્ય મારી દૃષ્ટિ આગળ આવ્યા કરતું હતું, તે જાણે મૂર્તિમાન થયું હોય તેમ એક બહેનની શાંત, નિશ્ચલ પ્રતિમા જોઈ. તેની આંખો જાણે નર્યા સ્મશા-નના ભડકા! તેનામાં તેજ હતું પણ તે જીવનનું ન હતું–

—મૃત્યુનું હતું. મૃત્યુનું તેજ એટલે અન્યને મારનારૂં નહિ, પણ પોતાની સર્વ આશાઓનું બલિદાન આપનારૂં, પોતાનાં વહાલાં સપનાંઓ અને આકાંક્ષાઓનો હોમ દેનારૂં તેજ. પોતે મરીને અન્યને જીવાડવાં તે સત્ય એ તેજમાંથી નીતરતું હતું. "દીકરી અને ગાય જ્યાં દોરે ત્યાં જાય." સેવાની ભાવના પણ એટલી ઉત્કૃષ્ટ હદ સુધી પહોંચેલી કે જ્વલંત શરીર કોને સોંપાશે તે પ્રત્યે પણ નિર્દોષ પવિત્રતાથી પૂર્ણ બેદરકારી! માત્ર માતાપિતાના આદેશોનો સ્વીકાર. આત્માનો એટલો સંયમ કે કયા બિછાનામાં સૂવાશે તે તરફ પરમહંસ જેટલી ભાવશૂન્યતા. પણ વફાદારી એટલી બધી કે જે હાથનું ગ્રહણ થયું, જે બિછાનાનો સ્વીકાર થયો તે હાથ વજ્રનો હોય, કલુષિત હોય, પ્રેમમય હોય કે વિષમય હોય, દયાવાન હોય કે તિરસ્કારભર્યો હોય, પણ મૃત્યુ પર્યંત તે જ હાથની બેલડી થવાની; બિછાનું ભૂમિ પર હોય કે સવા મણની રૂની તળાઈ ઉપર હોય, પવિત્ર અને સ્વચ્છ હોય કે કલંકિત અને અપવિત્ર હોય, પ્રેમમય હાસ્યથી ભરપૂર હોય કે શ્રાવણભાદરવાના આંસુથી ભીંજાયેલ હોય, પણ છેવટની પથારી પણ ત્યાં જ થવાની.

તે આંખો જાણે બહારના જગતને જોતીજ ન હતી પણ હૃદયના બળતા અગ્નિને જ જોઇ રહી હતી, અને તેમાં

દેખાતા સ્મશાનના ભડકા અંદર બળતા અગ્નિના પ્રતિબિંબ રૂપ લાગતા હતા. પ્રભુ ખ્રિસ્તને માટે એક કવિએ લખેલ છેઃ—

Deep in his heart for us
The wound of love he bore.

તેના હૃદયના કોતરોમાં જનતાને માટે પ્રેમનો ઊંડો ઘા હતો. મહાત્માજીના હૃદયમાં પણ આજ ઘા સાલે છે. ઘણી બહેનોનાં હૃદય પણ આજ ઘાથી ચીરાયેલ છે; પણ તે ઘા તે આખી જનતાને માટે નહિ પણ પોતાના સૌભાગ્યનાથને માટે, બાલકો માટે. પેલી બહેનના હૃદયમાં પણ આ પ્રેમનો જ ઘા હતો. અને તે વહેતો ઘા હતો એટલે એમાંથી લોહી હરદમ નીકળ્યા જ કરતું હતું.

જગતની મુસાફરીમાં આપણને સૌને ભારનાં બોચકાં ઊંચકવાં પડે છે; કોઇને નાનાં, કોઇને મોટાં, કોઇને પોતાના પાપનાં, કોઇને તૃષ્ણાનાં, કોઇને શરમનાં, કોઇને ચિંતાનાં. પેલી બહેનની પીઠ ઉપર પણ મોટો બોચકો હતો પણ તે પોતાના પાપનો નહિ, પોતાની શરમનો નહિ પણ જેને તે પોતાના વહાલાં કહે છે તેમની શરમનો!

જગતનો ન્યાય જુદો છેઃ શરમનો બોજો પુરૂષ ઉપર નથી પડતો, પણ માત્ર સ્ત્રીની ઉપર જ પડે છે–પછી ભલે દોષ

હોય પુરૂષનો. કેટલીક બહેનો તે ઊંચકતી નથી; કેટલાક પુરૂષો પણ તે ઊંચકે છે. પણ તે બહેને તો પોતાનાં નાજુક શરીરથી તે ઊંચકયો હતો. તેનો સાથવારો કરનારા કોઈએ બોજો ઊંચકયો ન હતો. પણ બોજાથી તે નમી ગઈ ન હતી–તે તો આસોપાલવના ઝાડની પેઠે સીધીજ ઊભી રહી હતી. અને જગતના વૈર, જગતની હાંસી પ્રત્યે ઉદાસીનતાજ દાખવી રહી હતી. જગતને આવી ઉદાસીનતા ગમતી નથી. જેના શરીર ઉપર બોજો હોય તે જો નમી ન જાય અને સીધું ઊભું રહે તો જગતને પસંદ કેમ આવે ? જગત બોજો મૂકે છે તે મનુષ્યને દબાવવા અને નમાવવા. જો નમે નહિ તો અહંકારી ગણાય. પેલી બહેનને ધર્મશાળામાં તરત જ અહંકારી તરીકે ગણી લેવામાં આવી !

પાવાગઢના રાજાને ત્યાં ગરબા હતા. રસિક રાજાએ જોયું કે રાણીઓ ઉપરાંત એક નવીન સૌંદર્યની પ્રતિમા ગરબામાં અવનવી દિવ્યતા પ્રસરાવતી હતી. તેના પગના ઠેકાથી પૃથ્વી ધ્રૂજતી હતી. રાજાએ તેનો છેડો પકડયો–પણ છેડો તો નીકળ્યો માતા કાલિકાનો !

પેલી બહેનનો છેડો કોઈ રાજાએ નહોતો પકડયો, નહોતો કોઈ બીજા પુરૂષે પકડયો, પણ જનતાએ પકડયો હતોઃ પોતાની હાંસીથી, અન્યાયથી અને વૈરથી. છેડો પક-

ડાચાને પરિણામે જે રૂપ માતા કાલિકાએ ધારણ કર્યું હશે તે રૂપ બહેને ધારણ કર્યું અને જગત સાથે વિરોધ આરંભ્યો. એથીજ એની આંખો બહારનાં દશ્યો જોતી ન હતી પણ અંતરના અગ્નિને જોતી બાળી રહી હતી. દેવીનો કોપ ભયંકર ગણાય છે છતાં આવી કેટલીયે દેવીને આપણે–આપણી જનતાએ દૂભવી હશે !

ધર્મશાળામાં કોઇએ ભજન છોડયું–મીરાંબાઈનું હતું. ભકિતની પ્રતિમારૂપ મીરાં શ્વેત વસ્ત્રથીજ આચ્છાદિત હતાં, પણ તે વસ્ત્ર તેની પવિત્રતાના અંગાર સમું હતું અને તેના પતિ રાણાજી પણ છેવટે તેમની પાસે આવ્યા ત્યારે તે અંગારની દીવાલને ઓળંગી શકયા નહિ.

ભજનમાં લીન થયેલ પેલી બહેનને જોઇ, ત્યારે જણાયું કે તેણે પણ પવિત્રતાના અંગારનું વસ્ત્ર પહેરેલું છે. અને પોતાના શુદ્ધ દેહ અને જગત વચ્ચે તે દીવાલની પેઠે આવી રહ્યું છે. નથી આવી બહેનોને શસ્ત્રની જરૂર કે નથી જરૂર એમને કોઇ રક્ષકની. એમની પાસે કોઇ પાપ-વાસનાથી જાય કે તરત જ ભસ્મીભૂત થાય.

થોડી જ વારે પાસેના શિવાલયમાં નોબત વાગવા માંડી અને ઘંટાઓનો નાદ થવા માંડયો. બાલકો પ્રસાદના લોભથી તે દિશાએ દોડવા માંડયાં અને મોટેરાંઓ પણ—

કેટલાંક વખત વીતાડવા અને કેટલાંક ભક્તિભાવથી ત્યાં ગયાં. આરતીના દીવા આરતી ફરતાં ઝગમગાટ કરતા હતા, અને આસપાસની દીવાલોને અને ઘુમ્મટને અજવાળતાં હતાં.

પેલી બહેને તે આરતી પૂજારી પાસેથી લીધી અને પોતે જ ફેરવવા માંડી. આર્ત્ત સ્વરે સ્તવન ગાવા માંડયું. તે દીવા, તે આંખો, તે શિવની મૂર્ત્તિ એકાકાર થયાં. વિચાર આવ્યો કે ભારતમાતાના મંદિરને માટે પણ આવી સેવિકાઓ જોઇએ છે, જેમને આરતીને માટે ઘીની જરૂર નથી, પણ પોતાના હૃદયમાં રહેલ અગ્નિથી તે દીવડાઓને પ્રકટાવી શકે છે.

આરતી પૂરી થઇ અને સૌ પોતપોતાને સ્થાને ગયાં. ધર્મશાળામાં બધાં વાળુ કરવામાં પડયાં. કોઇ ભાતું બાંધી લાવ્યાં હતાં. કોઇએ ત્યાં જ રસોઇ કરી હતી. કોઇ વળી બીજાની મહેમાનગીરી સ્વીકારતાં હતાં. ચાંદરણી રાત હતી એટલે ભજનો તો મોડી રાત સુધી ચાલવાનાં હતાં, પણ ઘણાંને પરોઢીએ વહેલાં નીકળવાનું હતું એટલે સૂવા ગયાં હતાં.

સ્મશાનમાંથી ડાઘુઓ પાછા આવતા સંભળાયા. પરોઢીએ ઘંટીના ગીત સંભળાવા માંડયાં અને ગાડાં જોડાયાં. જતાં જતાં પેલી બહેનને તે જ શાંત, નિશ્ચળ તેજમાં જોઇ;

પણ તે શાંતિ અંતરની ન હતી, ઊંડાણની શાંતિ હતી. હૃદયમાં અંગાર તો બળતા જ હતા એટલે આંખોમાં બળતાં જણાતાં હતાં. જગતની મુસાફરીમાં ઘણાયે ખુંટા જોઈએ છીએ પણ કોઇક જ ખુંટો યાદ રહે છે. વડલા ઘણાએ જોઇએ છીએ પણ શીળી છાંયડી આપતો કોઇક જ વડલો સ્મરણમાં કોતરાઈ રહે છે. સ્મશાનભૂમિ ઘણીએ પસાર કરીએ છીએ પણ કોઈકજ ચિતાનાં સ્મરણો તાજાં રહે છે. પેલી બહેન એવી એક ચિતા હતી. શીળી છાંયડી અર્પતો વડલો તે થઈ શકત, પણ વિધિને તે રૂચ્યું નહિ.






* *

કકડતી ઠંડીમાં ચંદ્રપ્રકાશમાં રાત્રિ સ્નાન કરતી હતી. ગામને પાદરે, જંગલની કોરે શોકથી ભરેલું મંડળ એક આત્માને—સત્ય રીતે જોતાં તેના શરીરને—તેના અંતિમ વિશ્રામસ્થાને લઇ જતું હતું. મનુષ્યાત્માને અનંતતામાં ભેળવતી નિઃશબ્દતા,—ગૂઢ નિઃશબ્દતા સર્વત્ર પ્રસરી રહી હતી. અમારી

ગતિનો ધ્વનિજ તેમાં વિઘ્ન પાડતો હતો. આ ધ્વનિ મૃત્યુનો હતો. કાળી કાળી રાત્રિમાં, મૃત્યુના ભારથી દબાતા પગના દુઃખદ ધ્વનિના અર્થથી કયો હિંદુ અજાણ્યો છે ? પંદર દિવસ પછી પ્રભુના દરબારનું તેડું આવશે એવું સ્વપ્ને પણ નહિ ધારતી તે સ્ત્રી પંદર દિવસ પહેલાં સુખી માતા હતી.

અને તે તેડાં કોનાથી અટકાવ્યાં અટકાવાયાં છે ? એક જ્ઞાની પુરૂષ કહે છે કે જ્યારે મનુષ્યની લાગણી અને ઊર્મિ તીવ્ર હોય છે ત્યારે તેને કશુંય લાગતું નથી. આ ખરૂંજ હોવું જોઇએ; કારણ કે નહિ તો મૃત્યુ પામેલ મનુષ્યનાં વહાલામાં વહાલાં સ્નેહીઓથી તેની મૃત્યુક્રિયા થઇ શકેજ નહિ.

સૂર્યાસ્ત સમયે તે જ્યારે મૃત્યુ પામી ત્યારે અંધારૂં થવા માંડયું હતું. જેમ જગતમાં સાયંકાલ હતો, તેમ આ ગૃહમાં પણ સાયંકાલ—આત્માના પ્રયાણ અને તેની પાછળ રહેલા દેહને તેના અંતિમ સ્થાને લઇ જતાં રહેલો અતિ દુઃખમય સમય–હતો. રૂદન બંધ થયું હતું અને મૃત્યુખંડમાં મૃતવત્ દેહ અને સમીપમાં પ્રાર્થના કરતી એક આકૃતિ સિવાય અન્ય કોઇ ન હતું. જો નમન કરવું હોય તો આ સમય ઉચિત હતો; આપણે ચાહ્યું અને

વંધ્યું, તેને કુદરતના અનુલ્લંઘનીય કાયદા રાખ બનાવી દે તે પહેલાં તે આત્માને નમન કરવાનો આ સમય હતો. જે મુખાકૃતિએ આપણામાં સૌંદર્ય અને સ્નેહની પરમભાવના જગાડી હતી, જે મુખાકૃતિ આપણને બહેનીનાં મધુરાં સ્મિતથી આતિથ્ય અર્પતી હતી, જે મુખાકૃતિ પ્રતિભા અને જીવનના પ્રકાશથી પ્રકાશતી હતી તે મુખાકૃતિ વસ્ત્રથી ઢંકાય તે પહેલાં એક દીર્ઘ, વિલંબિત, અશ્રુભર્યો, સન્માન-ભર્યો દૃષ્ટિપાત નાખીએ.

મૃત્યુએ ક્રૂર ઉપહાસથી સૌન્દર્યને વધુ સુંદર બનાવ્યું હતું. ત્યાં ઊછળતાં મોજાં હવે ન હતાં; પણ શાંતિ–અકલ, સુખદ શાંતિ હતી, મૃદુ મૃદુતાનાં ઊંડાણ હતાં–સ્થૂલ સૃષ્ટિમાં લઈ જતાં, ચંદ્રિકામાં સ્નાન કરતાં, એકાંતનાં અરણ્યો હતાં. ધ્રુવપ્રદેશના એકાંતમાં અનંતતાના આહ્‌વાનો હોય છે; આ દિવ્ય મનુષ્ય–મુખાકૃતિમાં જ્યાંથી આત્મા આવે છે અને જાય છે તે અનંતતાના આહ્‌વાનો હતાં. આવા એકાંતમય પ્રદેશોની વચમાં આપણે છીએ એટલે આપણા આ જીવ-નમાં, આ દુનિયાના નહિ, પણ પૂર્વજન્મના ભણકારારૂપ લાગતા ગૂઢ સંદેશાઓ અને ગર્જતા ધ્વનિ હોય છે તેમાં કંઈ આશ્ચર્ય નથી.

એવું કહેવાય છે કે આપણું આ સ્થૂલ શરીર

જગતમાં ફક્ત અલ્પ ભાગજ ભજવે છે, અને આત્માના પ્રયાણુ પછી અલ્પ સમયમાં ઠેકાણે પાડી શકાય તેવા અર્થ-શૂન્ય બોજા રૂપ છે. તે આરસશી મુખાકૃતિની સુંદર રેખાઓ, તેમની નિષ્કલંક સાદાઇની પવિત્રતામાં આત્માના ઊંડાણુ જેવાં ઊંડાણુનાં ભાન કરાવતી હતી અને અનેક સૈકાઓ પહેલાંની સૃષ્ટિ સાથેનો પોતાનો સંબંધ તાદૃશ બતાવતી હતી. આ ગૂઢ અસર એકલા ભૂતકાળનું ભાન કરાવતી ન હતી, પણુ ભવિષ્યના ભણુકારા પણુ સંભળાવતી હતી; કારણુ કે જેને માટે પોતાની જિંદગીનું તેણે બલિદાન આપ્યું હતું તે જીવન અને સ્નેહના બાલક વડે કરીને જે અનેક વંશપરંપરા આવવાની છે તેની સાથે માતા તરીકે તે જોડાયેલી છે.

છેલ્લી સેવાંજલિ અપોઇ, અને પછી મનુષ્યનાં દુઃખ અને અધીનતાના ગીત–સંગીતની છાયામાં અમે તેને ગૃહની બહાર લઇ ગયા. અને આ પ્રમાણે, જે જગ્યાએ આપણે સર્વને કોઇક વખતે જવાનું છે તે સ્થલે અમે જંગલની કોરે થઇને જતા હતા. સર્વ ધર્મમાં અને મુખ્યત્વે કરીને હિંદુ અને મુસલમાનમાં–જેઓ મૃત્યુ પામેલાં પ્રત્યે યથાશક્તિ ભાવ દર્શાવવાના પોતાના હક્કમાં પોતાને ભાગ્યવાન સમજે છે–મૃત્યુ પામેલાં સ્નેહીની આ છેલ્લી

ક્રિયાને ઉચ્ચ સ્થાન મળ્યું છે. ઉજ્જ્વલ અને હિમ જેવા ચંદ્રના અજવાળાંને પ્રભાત સમજીને એક કૂકડાએ અવાજ કર્યો અને રાત્રિની શાંતિમાં વિઘ્ન નાંખ્યું. અમે જે સ્થળે જતા હતા તે સ્થળ કૂતરાના ભસવાથી સૂચવાતું હતું. પ્રભુના મંદિરનાં દ્વાર સર્વદા ઉઘાડાંજ હોય છે, તે જ પ્રમાણે મૃત્યુમંદિરનાં કમાડ પણ અહોનિશ ઉઘાડાંજ હોય છે; શું જીવન અને મૃત્યુનાં મંદિર તે પ્રભુનાં મંદિર નહિ? જેમને જવાનું હોય તે ભલે જાય. કબ્રસ્તાનની પેઠે આ રાખમાં અને આ પવિત્ર અગ્નિમાં પણ સાર્વજનિકતા છે–બંધુતા છે, સર્વસાધારણતા છે–કદાચ કબ્રસ્તાનના કરતાં પણ કંઇક વિશેષ છે; કારણ કે તેમાંનાં કેટલાંક પોતાનાં જુદાં કબ્રસ્તાન રાખે છે, પરંતુ અગ્નિ અને રાખ કોઈનાં નથી–આખાં જગતનાં છે, સર્વ મનુષ્યોનાં છે.

લાકડાંની એક ચિતા ઉપર—તેના છેલ્લાં વિશ્રામ-સ્થાન ઉપર–અમે તેને ભક્તિભાવથી મૂકી. તેના મુખ ઉપરનું વસ્ત્ર ખસેડયું. ચંદ્રિકાની સરિતાએ તેને છાવરી લીધું. પણ તેના ઉત્તરમાં તેની હિમવત્ જડતા હૃદયભેદક અને ભયાનક હતી. કુદરતે ચંદ્રિકા અને સ્નેહભર્યાં હસ્તે પુષ્પો તેના સન્મુખ ધર્યાં હતાં, અને જીવનમાં આ ઉભય વસ્તુઓ તેને અતિ પ્રિય હતી, છતાં ય અત્યારે તો તે તેમને

આવકાર નહિ જ આપી શકી. આપણા અનુભવમાં કેટલીક ઘટિકાઓ આવે છે કે જે કદી ભૂંસી ભૂંસાતી નથી અને જે નિરંતર કૈંક ગેબી મધુરતાથી આપણી આસપાસ ભમ્યા કરે છે. હિમવત્ ચંદ્રિકામાં સ્નાન કરતું તે ફિક્કું, સ્નેહભર્યું, પવિત્ર અને સુંદર મુખ, આસપાસ ઊભેલા અમે અને દૂર દૂર પક્ષીઓ અને પ્રાણીઓની કારમી ચીસો—આ ઘટિકા કદી ભૂંસી શકાવાની નથી, કદી ભૂંસાશે નહિ. અમે તેને નિરંતર અમારી પ્રાર્થનામાં સ્મરીશું; કારણ, શું પ્રાર્થના સનાતન સૌંદર્યના સંભારણાં સાથે ગૂંથાયેલ નથી ?

મૃત્યુ પામેલને ઘીની આહૂતિ અર્પાઈ, ચિતાને અગ્નિ લગાડયો; ક્ષણમાં આસપાસ ઉગ્ર પ્રકાશ નાંખતો પવિત્ર અગ્નિ હૂંકાર કરતો પોતાની જ્વાલા આકાશ ભણી ફેંકવા લાગ્યો. અમે, અમે સળગાવેલ એક નાના તાપણાની આસપાસ સ્હેજ છેટે બેઠા, અને આ દુનિયામાં જે મેળવી ન શકાયાં એવાં જીવન અને સ્નેહને માટે પ્રયાસ કરનારા, ઉચ્ચ અને ઉદાત્ત ભાવનાથી ભરેલા આત્માનું જે એક સમયે નિવાસસ્થાન હતું તે દિવ્ય શરીરને પવિત્ર અગ્નિ રાખના રૂપમાં ફેરવી નાખતો હતો તે જોઈ રહ્યા.

આખરે આ જ અંત! બ્હેની! તારી બહેનોને ઉચ્ચ પંથે લઇ જવા માટેના તારા યત્નો અને પ્રયાસો, અલ્પ

સમય માટે તને અર્પાયેલ પ્રેમામૃતના સુવર્ણપ્યાલા માટેના તારાં અશ્રુ, જે દુનિયા તને સમજી શકતી ન હતી અથવા સમજવા તત્પર ન હતી, તે દુનિયા સામેનું તારૂં યુદ્ધ, એ સર્વનો આખરે આ જ અંત ! આપણામાંના સર્વનો, શું નાના કે મોટા, શું દ્રવ્યવાન કે નિર્ધન, બાળ કે વૃદ્ધ, એટલુંજ નહિ પણ મોટામાં મોટી ચળવળો અને મહારાજયોનો પણ આ જ અંત છે. પરંતુ જીવનના ઉત્તમ રસથી છલકાતી તું–તને એ અંત શા માટે એટલો વહેલો આવ્યો? તારામાં જીવન જગવનાર એ બધી શકિતઓ, ઊર્મિઓ અને લાગણીઓ કયાં ગઇ ? એ સર્વ પણ તારાં શરીર સાથેજ ગઇ ? અન્ય આત્માઓને પ્રકાશવા ગઇ ? કે કોઇથી પણ નહિ પ્રવેશી શકાય એવા અગમ્ય, ગૂઢ પ્રદેશમાં પોતાનું કાર્ય પરિપૂર્ણ કરતી, અને અમારી આસપાસ ભમતી કોઇક આકૃતિના રૂપમાં એ સર્વ હજી ભ્રમણ કર્યા કરે છે?

આ બધા પ્રશ્નો એટલી બધી વાર પૂછાયા છે કે એ સર્વ નિઃસાર વચનો થઇ ગયાં છે, પરંતુ જેમણે પોતાનું સ્નેહી ગુમાવ્યું છે તે સર્વ સ્નેહાળ આત્માઓને તો એ સર્વ પ્રશ્નો કંઇક નવાજ બલથી અને કંઇક ગેબી શક્તિથી આકર્ષવાનાજ. દિન પ્રતિ દિન ઉત્કર્ષ પામતા વિજ્ઞાનશાસ્ત્ર વડે કરીને, વખતે, સૈકાઓ પછી એ પ્રશ્નો ઉકેલાય પણ

ખરા; પરંતુ નથી ઉકેલાયા છતાં તે પ્રશ્નો મનુષ્યોને શાંતિ અને આશા અર્પે છે. કદાચ આપણે ઈંદ્રજાલને પણ હૈયાં-સરસી ચાંપતા હઈએ. પણ એમજ ગણીએ તો શું આ સારૂં જગત જ એક ઇંદ્રજાળ નથી ?

જ્વાલા શમતી જતી હતી અને એક સમયનું અસ્તિત્વ નાસ્તિત્વમાં ફેરવાઇ ગયું. દૂધથી જ્વાલાને શાંત કરીને અમે છૂટા પડયા. અમારામાંના ઘણાકના જીવનમાં સૌથી હૃદયભેદક ઘટિકા આવી ગઇ અને પાછી ચાલી ગઇ અને અમે શુષ્ક દુનિયામાં શુષ્ક વાતો કરવા અને શરીર કે આત્મા સાથે કૈંજ સંબંધ નહિ ધરાવતી હોય તેવી વસ્તુ-ઓમાં કાલ ગુમાવવા ગાછા જતા હતા. એ પણ એક કડવી વિપરીતતા અને વિરોધાભાસ છે. આપણે વસ્તુઓને સત્ય ગણીએ છીએ તે ખરૂં જોતાં ઈંદ્રજાળ જેવીજ છે અને જે વસ્તુ-ઓને ડાહ્યા ગણાતા પુરૂષો ઈંદ્રજાલ જેવી ગણે છે, તે જો કે વિરલ ક્ષણે અનુભવગમ્ય થાય છે, છતાં આપણને આપણી આસપાસના જીવનથી કૈંક ઉચ્ચતર પ્રદેશમાં લઇ જાય છે અને જીવનના તેના અનાચ્છાદિત ઉત્કટ સ્વરૂપમાં આપણી સન્મુખ ધરે છે! આ ઘટિકાઓ શા માટે ચિરસ્થાયી હોતી નથી? જગતની સનાતન વ્યવસ્થામાં જેને સ્થાન હોતું નથી એવી ક્ષુલ્લકતા, ક્ષુદ્રતા અને જગતની સામાન્યતામાં આપણને

છોડીને તે શાને માટે દૂર દૂર ચાલી જાય છે ? અમારામાંના ઘણા બીજેજ દિવસે આ ઘટિકાને ભૂલી ગયા હશે, અને આ પ્રસંગને દીર્ઘ કાલ ઉપર બનેલા બનાવ તરીકે અને અલ્પ મહત્વના તરીકે તેમણે ગણી કાઢયો હશે.

પરંતુ અમારામાંના કેટલાકે તેમની સ્મરણશક્તિમાં તેને નિરંતરનું સ્થાન આપ્યું હશે, તેમના હૃદયમાં એક પવિત્ર ગોખ તેને માટે રાખ્યો હશે, અને જયાં આગળ આદર અને ભક્તિભાવ સિવાય કોઇથી પણ પ્રવેશ નહિ કરી શકાય તેવી દેહરી તેના ઉપર ચણી લીધી હશે. ઊંડા અને સ્નેહભર્યાં દુઃખો હંમેશ ઇર્ષાભર્યાં હોય છે અને જેમણે ચહાયું છે અને સહ્યું છે તેમના સિવાય અન્ય કોઇને તેઓ તેમાં ભાગ લેવા દેતાં નથી.

આકાશમાં પ્રભાતના રંગ પ્રસરતા હતા અને પ્રભાતના બન્દીજનોનો નાદ વિજય અને આશાના મંગલધ્વનિનું ભાન કરાવતો હતો. આશા ! જે રચીને ઊભી કરવામાં દરેક સુંદર આત્મા સહાયભૂત થાય છે—એવી જીવન અને સ્નેહની આશા ! *



* મૂળ અંગ્રેજી લેખનું ભાષાંતર કરનારઃ ધનસુખલાલ મહેતા




*

* *

એક અમેરિકન લેખકે એક સ્થળે કહ્યું છેઃ “કેટલાક દિવસોમાં એવા માનસિક ગુણુ હોય છે કે જે હૃદયો કલ્પના કરી શકતાં હોય તે જાણી અને અનુભવી શકે છે કે તે દિવસોનું વાતાવરણુજ મનુષ્યોને પાપ અથવા પુણ્ય કર-વાને, પરોપકાર કરવાને, દુર્ગુણુ આચરવાને કે વિના કારણે અન્ય

મનુષ્યોને તીવ્ર દુઃખ દેવાને ઉશ્કેરે છે.” આ લેખકે જે દિવસોને સંબોધીને કહ્યું છે તે આપણી મનુષ્યોની મુખાકૃતિને માટે પણ ચાલી શકે છે. જો દિવસ અને રાત્રિના જેવી કુદરતની નિર્જીવ વસ્તુઓના વાતાવરણમાં પણ કંઇ માનસિક અસર કરવાની શકિત હોય, તો આપણી મુખાકૃતિઓમાં પણ મનુષ્યચરિત્રના માર્ગને દોરનારી ઊંડી અસર કરવાની શકિત કેમ ન હોઈ શકે? આ વ્યકિતત્વ સ્વાત્માથી ઉદ્ભૂત થયેલાં આકર્ષણી કિરણો ફેંકે છે અને આપણે ન જાણી શકીએ તેમ આપણને મહાત્મા કે પાપાત્મા બનાવે છે.

૧

## સ્વર્ગનો ફિરિશ્તો

વર્ષાઋતુની રાત્રિ—નીતરતી, ભીની, ઠંડી રાત્રિ હતી. કાળી વાદળીઓ આકાશને અંધકારમય કરતી આમતેમ ઊડતી હતી. તેમાંથી પાણી ઝરતું હતું. દીર્ઘ અંતરે કોઇક કોઇક મનુષ્ય દૃષ્ટિગોચર થતું હતું. તેવામાં, સહસા જ, વિશાલ જગતને વીંટી વળેલા દુઃખમય અંધકારને વીંઝીને અચાનક કંઇક ઝગઝગ્યું. તે વિદ્યુતનો ચમકારો ન હતો, ચંદ્રનો ઝળકાટ ન હતો; પરંતુ આત્માની પાંખડીઓના પૃથક્કરણ કરીને તેમને વિકસિત કરનાર, દુઃખથી રોળાતા, થાકેલા

હૃદયને આશ્વાસન આપનાર, માનસિક જ્યોતિની ગરજ સારનાર મનુષ્યની મુખાકૃતિ હતી. તેનો પ્રકાશ વિજળીના જેવો બળતો ન હતો, છતાં 'ઝબકયુ' એ શબ્દ એટલા માટે યોજાયો, કે તે મુખાકૃતિ હૃદયના વાતાવરણ સમીપ ધીમે ધીમે ખડી નહિ થતાં સ્વયં, તત્કાલ ઝળકી હતી. કોની મુખાકૃતિ ?

એક ધર્મભગિની-પ્રકાશ, શ્રદ્ધા, અને જીવનપંથે દોરતા અતુલ વિશ્વાસની દેવી, ક્ષુદ્ર મનુષ્યે સ્વહસ્તે રચેલાં નરક અને ખીણમાંથી તેને ઉગારનારી સ્નેહમૂર્તિ રૂપ અને નમ્રતાની જ્યોતિ રૂપે પ્રકટતી-એક બહેનની એ મુખાકૃતિ હતી. આવી મુખાકૃતિઓ નૈસર્ગિક જગતમાં દયાની દેવીઓ છે, નરકમાં રીબાતાં પાપી મનુષ્યોના હૃદયને પાવન કરતી સ્નેહલક્ષ્મી છે, પૃથ્વીપટથી આકાશમાં વિહાર કરવા ઇચ્છતી આત્માની પાંખો રૂપે દેવોની પાંખડીઓ છે. તેઓ મનુષ્યાત્માનાં પાપ વિનાપ્રાર્થના નિર્મૂલ કરે છે. પર્વત ઉપરથી વહેતાં નાનાં, નાનાં, અમૃતસમ સલિલથી છલકાતાં ઝરણાંઓ શી પવિત્રતાની નિર્મલ કુંજો જેવી તેમની આંખો છે.

તે જ મુખાકૃતિ-તે જ પ્રતિમા તે પુરૂષના ભવિષ્ય જીવનમાં અલૌકિક ઘટિકા સમાન પડી. ક્ષુદ્ર જીવનથી અર્પિત વસ્તુઓથી સંતુષ્ઠ થયેલ, પૃથ્વીપટે કીટકરૂપે ચાલતો

પુરૂષ તે મુખાકૃતિના દર્શન માત્રથી પોતાના કલુષિત વિચારો ત્યાગે છે. હવેથી જગત તેજ નથી. શૂન્ય જગતમાંના ઊંડા, અનેરા ભાવ સમજાયા. તે મુખાકૃતિના કિરણોમાં તેને નમ્ર માધુર્ય રૂપે સ્ત્રીની પવિત્રતા જણાઈ, બહેનોના સ્નેહ –નિઃસ્વાર્થ આત્મરહિત પ્રેમનાં સૌંદર્ય અને મહત્તા દેખાયાં. આ જ મુખાકૃતિને જગત તેના અંધ ભ્રમણમાં કચડે છે, રીબાવે છે, દુઃખ દે છે. દુનિયામાં નિંદા અને ઇર્ષા સર્વત્ર વ્યાપ્ત થઇ રહેલાં છે. સ્નેહભર્યાં પવિત્ર હૃદયોના ઉચ્ચ ઉડ્ડયનમાં, અન્ય ક્ષુદ્ર મનુષ્યો આ જ ઇર્ષા અને નિંદાથી વિઘ્ન નાખવા પ્રયત્ન કરે છે. આ જ વસ્તુસ્થિતિ સ્મરણમાં રાખીને ઈંગ્લાંડના એક પ્રખ્યાત ચિત્રકારે આલેખેલું ચિત્ર કોઇએ જોયું છે? જોયું હોય તો તેનો ભયંકર પ્રભાવ જાણી શકશો.

એક મઠ હતો; સ્નેહભરી સરિતાશી લીલી કુંજ હતી, પવિત્ર પુસ્તક વાંચતી 'દયાની બહેની' (Sister of Mercy) બેઠી હતી. પાછળ પ્રચંડ વૃક્ષના થડની ઓથે લપાતી, છૂપાતી ઇર્ષા અને નિંદાની આંખો તીરછી નજરથી આ દૃશ્ય જુએ છે, નિંદવાનું કારણ શોધવા મથે છે તેમ છતાંય 'દયાની બહેની'ની મુખાકૃતિ આ જગતની નિંદાને નહિ ગણકારતી, શાંત સૌંદર્ય–જ્યોતિ રૂપે પ્રેક્ષકોનાં હૃદયને

સ્પર્શે છે........

તે પુરૂષ અને રાત્રિએ ઝળકેલી તે મુખાકૃતિના માર્ગ આ જગતમાં જુદા છે; તેમ છતાં જ્યારે જ્યારે પુરૂષનું હૃદય પવિત્ર પથમાં જતાં શિથિલ થવા માંડે છે, ત્યારે તે જ મુખાકૃતિ, નિરાશારૂપી વાદળીઓને વીંઝતી, અંધકારને ભેદતી, પુરૂષની દૃષ્ટિ આગળ પ્રકાશી તેના આત્માને પુનઃ સંસ્કારમય કરે છે.

૨

## સાંધ્યતેજ

સાંજનો સમય છે. મધ્યાહ્નના ઝળઝળતા સૂર્યતેજ પછી શાંત, ગુલાબના પુષ્પ સરીખડી સંધ્યા અવનવા રંગો ધારણ કરે છે. આકાશ જેમ કોઈ વખત આત્મામાં થતા ફેરફારનાં પ્રતિબંબ પાડે છે, તેમ આત્મા પણ જગત પર થતા ફેરફારની પ્રતિકૃતિ રૂપે દૃશ્યમાન થાય છે.

તે મુખાકૃતિ ! સાંધ્ય તેજની સંજ્ઞા, અનંત, અખંડ શાંતિની પ્રતિમા ! જાણે ગુલછડી શી, સુગંધ રૂપે નમ્રતા અને દુઃખની તીવ્રતાનાં કિરણો ફેરવતી ના હોય !

જ્યારે આ જીવન શુષ્ક લાગતું હતું, કીર્તિની જગભરી વાદળીઓ દૃષ્ટિ સમીપ જણાતી ન હતી, હજારો નિરા-

શામાં અમર છતાંય આશા ડૂબતી હતી, ત્યારે તે મુખા-કૃતિ, તે દિવ્યતા મંદ મંદ અનિલ સમી દૃષ્ટિગોચર થઈ. જાણે સાંધ્ય તેજ જ હોય ને ! આત્મામાં થતાં મંથનો પવિત્ર તેજમાં ડૂબી વિરમ્યા.

પુરૂષની જિંદગીમાં અમુક કાળ સુધી "સ્ત્રી ? સ્ત્રી તે શું ?" એ પ્રશ્ન ઉકેલાયા વિનાજ પડી રહે છે. પણ જ્યારે સ્નેહની મૂર્તિ તે પ્રશ્નો ઉકેલે, પ્રેમની પાંખડીઓ ખીલવા માંડે, તે વખતે જો ઉત્તમ મુખાકૃતિમાંથી ઝરતું ગ્રહણ થાય તો પરિણામ અદ્‌ભુતજ હોય.

આ મુખાકૃતિ આવાજ પ્રકારની હતી, અને આત્માની અનેરી પાંખડીઓ ઉઘાડતી, સ્ત્રીત્વની પવિત્રતા, સૌંદર્ય અને મહત્તા પ્રદર્શિત કરતી હતી.

સ્થૂલ દેહે તે મુખ દૃષ્ટિએ પુનઃ ચઢવું અશક્ય છે; પણ સ્વપ્નમાં, વિચારમાં, કૃત્યમાં તેની પુણ્યવંતી છાયા વીંટા-યેલીજ રહેશે. તે મુખના પુણ્યશાલી પ્રભાવમાં આત્માની જડતા, તૃષ્ણા અને અધમતા નષ્ટ થઈ જાય છે અને જાણે અગાધ, ઊંડા સમુદ્રમાં તેની નમ્ર દુઃખભરી આંખલડીના આકર્ષણથી તે આત્મા તરવા માંડે છેઃ અનેક ગૃહો શુષ્ક છે, શૂન્ય છે, સ્નેહરહિત છે. તે ગૃહોમાં આનાં જેવાં મુખકમળો પ્રફુલ્લતા અને પ્રેમ શેં નહિ વેરતાં હોય ?

તે દિવ્ય મુખાકૃતિની આંખમાં દેખાતી અખંડ શાંતિની નીચે સ્નેહનાં અમૂલ્ય ઝરણાં કંઈ દિવ્ય ગાન ગાતાં વહેતાં હશે. શું તે દિવ્ય ઝરણાંઓ ઝીલનાર કોઇ નહિ મળશે ? તે ગાન કોઈ નહિ સૂણશે ?

કોઈક કોઇક વખત આકાશમાં ઊડતાં અણુઓની પેઠે, તે મુખાકૃતિનું દર્શન ક્ષણ માત્ર પણ થાય છે, ત્યારે જાણે પ્રભુના પયગંબરને નમતો હોય તેમ આત્મા તેને નમે છે, અને જગતપર્યટન કરવાને નવીન તેજ, વિરલ ઉત્સાહ અને અદ્ભુત શૌર્ય મેળવે છે.

૩

## અશ્રુભીની બહેની

આકાશ નિર્મળું હતું. સૂર્ય પ્રચંડ તેજરાશિસમો પ્રકાશતો પૃથ્વીને જ્યોતિર્મય કરતો હતો; જાણે કુદરત મનુષ્યોને દુઃખને સમયે આશ્વાસન દે છે એવી કવિવાણીની અસત્યતા દર્શાવતો વિકટ હાસ્ય કરતો હોય ને !

તે જ દિવસે અનેક સ્ત્રીપુરૂષો અને બાલકોએ જગતયાત્રાની પૂર્ણાહૂતિ કરી અવર દુનિયા ભણી પ્રયાણ કર્યું હશે ! અનેક કુમળાં જીવનની કિશ્તીને દુઃખસમુદ્રમાં ડૂબાવી હશે ! અનેક પુષ્પકળી ખીલી નહિ ખીલી ખરી પડી હશે !

અનેક હૃદયોની અનેરી આશાઓ નિરાશામાં વિલીન થઇ હશે !

× × ×

અન્ય દિવસોએ ટ્રેન ધીમી જતી હોય કે ત્વરિત જતી હોય તેની ઝાઝી પરવા નહિ થાય, પણ આ વેળા હૃદયમાં એવી પ્રબલ ઈચ્છા થતી હતી કે મનુષ્યોના વિચાર જેવી ગતિ તેને અર્પાય; કારણકે, આ જ ટ્રેનમાં એક બાલિકા સરખી યુવતી પોતાનાં સુખદુઃખના માલિક, જીવનના અધિષ્ઠાતા, પોતાના પતિ,—અને શું ?—પોતાના કાંતનું છેવટનું દર્શન કરવા જતી હતી.

× × ×

હિંદુ અબલાના સંબંધમાં પતિને માટે "કાંત" શબ્દ ઘણી વાર અયથાર્થ છે, પણ તેનું હિંદુ મહિલાઓને શું ? જે પવિત્ર અગ્નિની આગળ પુરૂષ સાથે લગ્નગ્રંથીથી સ્ત્રી જોડાય છે તે ગ્રંથી આર્ય સ્ત્રીઓને તો અનંત જ છે. તે યુગલના સંબંધથી ઉત્પન્ન થએલાં બાળકો તે યુગલનું રક્ત ભવિષ્યને ચીરી હજારો વર્ષો ધબકતું રાખે છે. આ વાકયોમાં સૂચવાતા અર્થ પ્રમાણે થતું હોય તો તો સુખની પરાકાષ્ટા જ ને ! પણ જ્યાં તે જ યુગલમાં સ્નેહ અને પ્રેમ હોય જ નહિ ત્યાં ? નવજીવનની શરૂઆતમાં જ પતિને

મૃત્યુના પંજામાં સપડાતો નિહાળે, યમના હાથમાંથી પોતાના પતિને પુનર્જીવન અર્પવાની સાવિત્રીની શક્તિરહિત, અનાથ હૃદયે, કાળાં કાળાં વાદળાંઓ પાછળ રહેલી પ્રચંડ શક્તિ પ્રત્યે શૂન્ય વદને દૃષ્ટિ ફેરવવાનોજ અવકાશ હોય, શૂરી રજપૂતાણીઓ પેઠે અગ્નિની ભડભડતી ચિતામાં જીવન અર્પીને, દૂર દૂર દેખાતા તારલાઓ ગએલા પતિને પુનઃ મળવાને જવું અશકય હોય, ત્યાં ? ત્યાં તો તેના હૃદયને આંતરજવાલાના ભડકાથી બળવાનું જ. તેના આત્માના ઉડ્ડયનનો વિનાશ ! હૃદયની ઉગવાનો યત્ન કરતી નવી, કોમળ, પાંખોનું પતન !

પ્રાચીન અને અર્વાચીન કાળની વિધવાઓની જીવન-સ્થિતિમાં આ જ મોટો ભેદ ! જ્યારે પ્રાચીન કાળમાં વિધવાઓને ધર્મની અપૂર્વ શાંતિ, અન્ય મનુષ્યો તરફથી મળતું સન્માન અને ઊંડો, સ્નેહભર્યો આદર;–ત્યારે અર્વાચીન વિધવાઓને ?

અપમાન, સંદેહભર્યો દૃષ્ટિપાત અને તીવ્ર નિરાશાજ. જ્યારે ન્યૂટને આકાશનાં નક્ષત્રોનું પૃથક્કરણ કરવા માંડયું, ત્યારની ઊંડી અસરના ભણકારા દૂર રહેલાં હિંદુ જીવનમાં પણ પેઠાં. અંધશ્રદ્ધા અને સંદેહવાદ વચ્ચે તુમૂલ યુદ્ધ ચાલવા માંડયું સંદેહવાદ વિજયી થવાના ચિહ્ન જણાવા

માંડયાં. અલબત્ત, આ સ્થિતિ હજી સંક્રાંતિકાલની છે. કાળે કરીને તેને પરિપકવતા મળશે જ. પણ ત્યાં સુધી તો અસંતોષ અને સંદેહવાદ ચાલવાનોજ........

× × ×

ટ્રેન આખરે નિર્માણ કરેલે સ્થલે આવી પહોંચી. વિકટોરિયામાંથી ઊતરી તે કોમલ યુવતી, જાણે કરમાયેલી વેલ ! “ આખરે આવી ” શબ્દ ઘરમાં છુપાછુપ સંભળાયો જે ઓરડીમાં તેના જીવનના સર્વસ્વરૂપ પતિનો આત્મા મૃત્યુની સાથે અંતની લડાઈ કરતો હતો તે ઓરડીના દ્વાર પાસે જતાં બહેને ભાઇના હાથમાં સૌભાગ્યની સંજ્ઞા શાં કાનના લવંગિયાં મૂકયાં. જાણે અગ્નિની જ્વાલા હોય તેમ ભાઇનો હાથ દાઝયો. તે સમયે તેનું મુખ !–સુરમ્ય લાગતી સરિતાને કાંઠે ફરતા હોઇએ, આકાશ કાળાં ઘોર વાદળાંથી છવાઇ ગયું હોય, અચાનક, અણધારી આત્માનાં ઊંડામાં ઊડાં પડ ચીરતી, ઘેરાં આકાશની કાળી વાદળીઓમાંથી વીંઝાતી, કોમળ સરિતાને કંપાવતી ચીસ સાંભળીને આત્મા કંપે, અને ચીસના ભેદી દુઃખના આર્ત્તનાદથી દ્રવે–તેવું તેનું મુખ! ભયંકર દુઃખના ભાસથી તે ચીરાતું હતું. બાલિકાનું જીવન, ભવિષ્યની ઝળકતી આશા–પુરૂષનો આત્મા હોલવાતા દીવાની જ્યોત શો આ જગતને તજી દેતો હતો.

કુમળાં હૃદયને કૃત્રિમ લાગતા આ હૃદય ચીરતા દેખાવથી યુવતીનો આત્મા ચીસ પાડતો હતો. જેમાં ગાઢ અંધકારે તેના શરીરને વીંટી લીધું હતું તેમાંથી સ્વતંત્ર થવા ઈચ્છતો, અનિવાર્ય બીકથી જડવત્ બની ગયેલ આત્મા હૃદયદ્રાવક રૂદન કરતો હતો. તે વેળાએ તેના હૃદયને ભવિષ્ય શૂન્ય હતું–વર્તમાનની તીવ્રતામાં ભવિષ્ય ઢંકાઈ ગયું હતું. કોઈ આરબ સહરાના વિશાળ રણમાં પ્રવેશતો હોય તે વેળા તેના હૃદયના વિકારો શા હોય ? લક્ષ્ય વિનાનો વર્તમાન-કાળ, સૂર્યના તાપથી સળગતી રેતીનો વંટોળીઓ, પાણીના અભાવે ચીસ પાડતો આત્મા ! કૈંક તે જ પ્રકારના વિકારો, જીવનરૂપી હાલતાંચાલતાં સલિલના અભાવે તે સ્ત્રીનું હૈયું અનુભવતું હશે !*



*મૂળ અંગ્રેજી લેખનું ભાષાંતર કરનાર: ધનસુખલાલ મહેતા

# જીવનની વાડો ને દીવાલો

* *
*   *

જગતમાં જ્યાં જ્યાં મુસાફરી કરીએ, ત્યાં ત્યાં દીવાલો અને વાડો તો ખરીજ. સીમા અને પ્રતિબંધ ખરાજ. ખેતરોની વાડ કોઈ ઠેકાણે સુવ્યવસ્થિત હોય, બીજે ઠેકાણે જ્યાં ત્યાં પથરા મૂકીને કરી હોય કે સ્વાભાવિક માટીની હોય. પ્રભુએ સૂર્ય આપ્યો તો રાત્રિ શા માટે ? અને શાંત ચંદ્રના

તેજભરી રાત્રિ આપી તો 'બળબળતો બપોર' શા માટે ? લાલ ઓઠ, હસતી, તોફાની આંખવાળો ચહેરો આપ્યો તો તે જ ચહેરા ઉપર નિસ્તેજતા, ઝાંખી આંખો અને વૃદ્ધાવસ્થાનાં ચિહ્નો શા માટે ? આપણા હૃદયની ગોદમાં લઈએ એવાં બાળકો આપ્યાં તો તે જ બાળકોનો મોટી ઉમ્મરે બળવો શો ? પ્રેમરૂપ અમૃતનો સ્વાદ ચખાડયો તો ધિક્કાર અને વેર શા માટે ? આવા પ્રશ્નો ઇતિહાસના આરંભથીજ પૂછાયા છે, અને પૂછાશે; કારણ કે દીવાલો, વાડ, સીમાઓ, અને પ્રતિબંધો સામે યુવાવસ્થાનો તો હંમેશનો બળવો જ છે.

પણ જગતની શરૂઆતથીજ મર્યાદાઓ તેની સાથે સંકલિત છે. જગતની પાછળ, જગતને ઘેરીને જે સત્તા ઊભેલી છે, જે અનિર્વચનીય <u>તેજ</u> છે, જે ગંભીર <u>શબ્દ</u> છે તેણે પણ પોતાના ઉપર મર્યાદા મૂકી દીધેલ છે. જ્યારે જ્યારે પૃથ્વી ઉપરથી દુઃખ અને તાપનો બોજો ઓછો કરવાને પ્રભુ અવતાર લે છે ત્યારે ત્યારે આ જ મર્યાદાઓ અને સીમાઓ પોતાની ઉપર વહોરી લે છે. જો તેમ ન હોત તો પ્રભુ ખ્રિસ્તને તીવ્ર દુઃખમય પ્રાર્થના કરવી ન પડત કે "પિતા! જો આ દુઃખ ઓછું કરવાનું શકય હોય તો આ પાપો મારી પાસેથી લઇ લે!" બુદ્ધદેવને પણ અવતારે લેવા પડયા અને અને બોધિસત્વ વૃક્ષ આગળ

ભૂખને લીધે દુઃખ થયું, ત્યારે એક બહેને જે દિવ્ય ખોરાક તેમની આગળ મૂક્યો તેનાથી તે બહુ જ સંતુષ્ઠ થયા. શ્રી કૃષ્ણ ભગવાનને પણ અનેક વેળા દુઃખ થયું હતું અને તેમનું મૃત્યુ પણ એક પારધિના બાણથીજ થયું હતું. પ્રભુ જ્યારે અવતાર લે છે ત્યારે જ પોતાના ઉપર મર્યાદા મૂકે છે એમ નથી, પણ વિશ્વની બધી કૃતિઓ ઉપરથી સિદ્ધ થાય છે કે તેમણે સીમાઓ અને પ્રતિબંધો તો સર્વને માટે આરંભથીજ બાંધી દીધેલ છે.

એક ફીલસુફે કહ્યું છે કે નીતિશાસ્ત્રની શરૂઆત મનુષ્યોમાં રહેલ ટીકાકારની વૃત્તિને આભારી છે; પરંતુ તેમ નથી. તેવા શાસ્ત્રની શરૂઆત તો આ સીમા અને વાડથીજ થયેલી છે. પ્રભુ ખ્રિસ્તે ગિરિ ઉપરનું વ્યાખ્યાન આપ્યું અને દસ ફરમાન પણ આપ્યાં. આવા પ્રકારના પયગંબરોના ફરમાનોએ જુદી જુદી મર્યાદાઓ અને દિશાઓ બાંધી આપી અને આ મર્યાદાઓ તે નીતિશાસ્ત્ર કહેવાયું. આવી મર્યાદા ઘણી વાર અગવડકર્તા છે. ખેતરો ઓળંગીને ગામડે જતા હોઇએ અને વચમાં કાંટાની વાડ આવે તો ઘણો ચકરાવો ખાઇને જવું પડે અને તેથી શ્રમ પણ ભારે પડે. છતાં પણ આવી વાડો કાઢી નાંખવી અને બધાં ખેતરો એક કરી દેવાં એમ રશિયાના બોલ્શેવિકો સિવાય બીજું કોઇ

કહેતું નથી–અને તેઓએ પણ એક પ્રકારની વાડ કાઢી નાંખીને બીજા પ્રકારની વાડો નાખી છે. પ્રભુનો અર્થજ પ્રેમ, તેજ અને સ્વતત્રંતા. પણ એ બધાની લાગણીમાં પણ મર્યાદા હોયજ. તેજનો પ્રભાવ મર્યાદારહિત થઈ જાય તો જેમ અર્જુનને પ્રાર્થના કરવી કરવી પડી હતી કે: "પ્રભુ ! મારાથી વિરાટ સ્વરૂપ જોઇ શકાતું નથી. તમે તે સંકેલી લો." એમ પ્રાર્થના કરવી પડે. પણ આવી મર્યાદા અને પ્રતિબંધોનો અર્થ એવો નહિ કે આપણા પ્રેમ, આપણાં દાન, આપણું જ્ઞાન એ સર્વને આપણે નિર્માલ્ય સ્વરૂપમાં અને જોખી જોખીને લેવાં જોઇએ. મર્યાદા એ પ્રભુએ મૂકેલ કાયદો છે; ગણત્રી અને હિસાબી તુલના એ મનુષ્યના ઘડેલાં વિઘ્નો છે.

× × ×

આ દેશનાં બાળકો જોઇએ છીએ, આ દેશનાં ભાઈ બહેનોને જોઇએ છીએ, ત્યારે તેમનામાં એક પ્રકારની નિસ્તેજતા લાગે છે. બાળકોમાં તો સ્વાભાવિક આનંદના ઓઘ ઊછળી રહેવા જોઇએ. એમના દરેક અવયવમાં પ્રકૃતિનાં તેજ અને નૃત્ય હોવાં જોઇએ. આપણા જૂના કવિઓ કહેતા તેમ આપણા યુવક અને યુવતીઓમાં પણ યૌવન હિલોળા લેતું હોવું જોઇએ. એ કવિઓ ગયા, એ ભાટ ચારણો પણ

ગયા. જેમ એમની મદભરી કવિતાને બદલે નિર્વીર્ય કાવ્યો જોઇએ છીએ, તેમ યુવક અને યુવતીના યૌવનના ચમકારને બદલે નિસ્તેજતા, આશાહીનતા અને ઉદ્વેગ જોવામાં આવે છે. જે માના હાથપગ સાંકળથી બાંધેલા છે તેનાં છોકરાં કેવાં હોય ? પણ આપણી પરાધીનતા આનું એકલું કારણ નથી. એ કારણ મૂકવાથી બીજાં કારણો શોધવાની આપણી જવાબદારી જતી રહેતી નથી.

એક જૂની કથા છે–ગ્રીક લોકોની કથા છે એમ ધારૂં છું. એક જંગલમાંથી દેવોને યોગ્ય અમૃતજલ નીકળતું હતું. તે પવિત્ર ધોધમાંથી પાણી પીનારને મદ્યપાનના જેવુંજ ઘેન ચઢતું હતું. પાણીનો દુરૂપયોગ કરનાર પ્રત્યે દેવો ગુસ્સે થતા હતા. એ કથાની પાછળ ઊંડા સિદ્ધાંતો રહેલા છે. પ્રભુ ખ્રિસ્તે કહ્યું હતું કે મનુષ્યનું શરીર એ પ્રભુનું મંદિર છે. અમેરિકામાં તેમજ યુરોપના કેટલાક દેશોમાં આ મંદિર કેવી રીતે ઉજ્જ્વલ રહી શકે તેનું શિક્ષણ બાલકોને આપવામાં આવે છે. દેવસ્થાનને કલુષિત કરીએ તો દોષ લાગે અને ભયંકર શાસન ખમવું પડે તે જ પ્રમાણે શરીરરૂપી મંદિરને પણ કલુષિત કરીએ તો ભયંકર શાસન ખમવું પડે, એ સિદ્ધાંત ત્યાંની ઊછળતી પ્રજાને બરાબર જણાવવામાં આવે છે. યુવાવસ્થા મર્યાદાની સામે બળવો કરે તે

ઠીક છે; પરંતુ જો તે પ્રેમની મર્યાદા સામે બંડ ઊઠાવે તો આ દેવસ્થાન કલુષિત થાય છે. સમુદ્ર જ્યારે બહુ ઊંડો હોય છે ત્યારે બહુ શાંત હોય છે, તેમજ જે યૌવન પ્રેમના પૂર્ણ તેજથી ચમકતું અને પ્રકાશિત થઇ રહ્યું હોય તે તો પૂર્ણ મર્યાદાયુક્તજ હોય છે. શુદ્ધ પ્રેમ આત્માની સુંદરતાને ખીલવે છે અને પોષે છે, અને ઉચ્ચ આદર્શોને જીવનમાં ગૂંથવાની અભિલાષા રાખે છે. ગાઢ અને ઊંડો પ્રેમ કોઈ વખત જગતની આંખે સ્વાર્થી જણાય, કારણ કે સ્નેહી યુગલ એકેકના રટણમાંજ પડેલું હોય છે; છતાં એ જ યુગલ યજ્ઞ કરવાનું અને બલિદાન અર્પવાનું કાર્ય બહુ સારી રીતે સમજી શકે છે; સ્વાર્થને સાચવી રાખતું નથી પણ એ સ્વાર્થ અને સ્વજાતિનું પણ બલિદાન કરી શકે છે; કુવાસના અને જે જે ઈચ્છાઓ નૈતિક માર્ગે આત્માને નીચે પાડે છે તેમની કુરબાની આપી શકે છે. ખરા પ્રેમીઓ સારી રીતે જાણે છે કે શરીર એ પ્રભુનું દેવસ્થાન હોય તો પ્રેમ તે તેનો મૂળ શણગાર છે, અને તેથી જ તે દેવસ્થાન અને તે શણગારને કલુષિત કરતાં તેઓ અચકાય છે. આ સૂત્રમાંજ આત્મા અને શરીરનો અદ્વૈતવાદ આવી જાય છે. આત્માને ભોગે શરીર નહિ અને શરીરને ભોગે આત્મા નહિ. એ બન્ને એકેકની સાથે સંગઠિત છે અને કેટલીએ

વાર શરીર કયું, આત્મા કયો તે પ્રશ્નનો જવાબ આપવો મુશ્કેલ થઇ પડે છે.

× × ×

ધર્મશાળામાં તાપણું સળગાવીને બેઠા હોઇએ ત્યારે તો હૃદયના પડદા આમ આડા અવળાજ ખોલાય છે. પ્રશ્નો બધા પૂછાતા નથી, જવાબ સીધા અપાતા નથી. આપણાં બાળકો, આપણા યુવક–યુવતીઓની નિસ્તેજતાથી વાતો શરૂ કરી. ઉપર જણાવેલ કોઇ પણ કથાને આભારી તો એ નિસ્તેજતા નહિ હોય ? સર્વ શાસ્ત્રો કહે છેઃ "મૃત્યુથી ડરશો નહિ, છતાં આત્મઘાત નહિ કરતા તેમજ બીજાંનો પ્રાણ નહિ હરતા." તેમાં પણ સ્નેહથી દોરાઇને સ્નેહીઓના પ્રાણ તો ન જ લેવાય ને ? છતાં આ બન્ને નિયમોનો આપણે કેટલી વાર ભંગ કરીએ છીએ ?








અગ્નિને દેવ તરીકે ઘણી પ્રજાઓ માનતી આવેલી છે; તેમાં પારસીઓ અને હિંદુઓનાં ધર્મશાસ્ત્રોમાં પણ તેમને દેવ તરીકેજ ઓળખે છે અને તેમનાં સ્તોત્રો પણ છે. તેમને સ્ત્રી તરીકે પણ હિંદુઓ તરફથી પૂજવામાં આવે છે અને હોળી વખતે પ્રકટાવેલી આગને હોળીમાતા કહેવામાં આવે છે.

પૃથ્વીની ઉત્પાદક શકિત તરીકે જોગમાયાની પૂજા કરવામાં આવે છે અને બીજા કોઈ પણ દેવ કરતાં જોગમાયામાં અદ્ભુત શક્તિ અને અપૂર્વ તેજ જોવામાં આવે છે. બીજા દેવોનો ગુન્હો થયો હોય તો ઓછીવધતી સજાએ માફ થઇ શકે છે પણ જોગમાયાનો ક્રોધ જ્વલન્ત છે અને તેની સામેનો ગુન્હો માફ થઇ શકતો નથી. આ રૂપે દેવી કોમળ અને દયાવાળી છે પણ કોઇ પણ પાપથી–ગુનાથી પ્રકટેલો એનો ક્રોધ માણસને તો શું, પણ દુનિયાને ને દેવોને પણ ભસ્મીભૂત કરવાની શકિત ધરાવે છે. જોગમાયા આ જગતના સ્રીતત્વની સંજ્ઞા છે. આ વિશ્વની પાછળ રહેલાં અદ્ભુત તત્વોમાં અરૂપ, જગતજનની છે. સ્રી અને પુરૂષ એ બે વિજ્ઞાનશાસ્રનાં બે અણુઓ નથી, પણ તેમનામાં તે આદ્યશકિતનો અંશ છે. જગતની ઉપાધિઓથી, પાપોથી, બિનધાર્મિક વિચારોથી તે આદ્યશકિતનું વિસ્મરણ કવચિત થાય; પણ તે તેજ, પ્રકાશ અને પ્રચણ્ડ જોર જગતમાંથી જાય નહિ; કારણ કે જગત તો શકિતમાંથીજ ઉદ્ભવેલું છે અને સ્રી અને પુરૂષ તેના અંશો છે; તેમાં પણ સ્રી તો તે શકિતની પ્રતિમારૂપે છે. સૈકાઓથી ચાલી આવતા ઇતિહાસમાં સ્રી જેમ પ્રેમપ્રતિમા બનેલી છે તેમ સંહાર કરનારી દેવી પણ બનેલી છે. કબીર સાહેબ લખી ગયા છે કે:—

માયાનું મંડાણ યોગની અલેખ પુરૂષ ઘર ચેલી રહેજી,
સતયુગમાં તો ઉમા કહેવાણી, શીવશંકર ઘર નારી રેજી,
ભસ્માસુરકુ ભસ્મ કીયા, તોપણુ બાલકુંવારી,
સંતો અલેખ પુરૂષ ઘર—
દ્વાપરમાં તો દ્રૌપદી કહેવાણી, પાંચ પાંડવ ઘર નારી રે,
કૌરવ કુલને મેં સંહારી, તોપણુ બાલકુંવારી–સંતો—
ત્રેતામાં તો સીતા કહેવાણી, રામચંદ્ર ઘર નારી રે,
દશ શિષ તો રાવણુના છેદાવ્યાં, તોપણુ બાલકુંવારી–સંતો—
કળિયુગમાં તો કાલિકા કહેવાણી, ઘરઘર ખપ્પર ભરતી રે,
ઘરઘર ભૂવા જતી સુણાવે, તોપણુ નિર્મળ ઘરકે ચેલી–સંતો—

આ સાદા કાવ્ય પાછળ ગૂઢ અર્થ રહેલો છે. દ્રૌપદી કે સીતાદેવી સરીખી સતીઓનું તેજ એવું જ્વલન્ત હતું કે તેમણે પોતાની સામે કુદૃષ્ટિ સરખી કરનારને પણુ બાળી નાંખ્યા. તેઓ તો જોગમાયાઓ હતી, જેમની ઝાળ આખા જગતને બાળવાને શકિતવાન હતી. બધી સ્ત્રીઓ કાંઈ જોગમાયા નથી હોતી, પણુ તેમનામાં પણુ તે ઝાળ અને તેજ તો હોયજ છે. જોકે કેટલીએક વખત છુપાએલાં હોય. તેમનામાંથી પ્રેમના ઝરાઓ નીકળે છે, તેમનામાંથીજ તામસી પ્રેમના ધોધ વહે છે. તેમને માટે અસંખ્ય માણુસો ભૂતકાળમાં મરેલ છે, વર્તમાનમાં મરે છે અને ભવિષ્યમાં

મરશે. ભર્તૃહરી જેવા દુનિયાથી દાઝેલા પોતાના નીતિશા-સ્ત્રમાં સ્ત્રીને માંસ અને હાડકાંની બનેલી કહે. પણ તે જ માંસ અને હાડકાંના માવામાંથી સંધ્યાના તેજની માફક કે ઉષાના આલ્હાદદાયક પ્રકાશથી બે આંખો ચળકે ત્યારે મનુષ્ય તેનો ગુલામ થાય છે. તેનું કારણ એમ છે કે તે ચમકારની પાછળ ખાલી માંસ અને હાડકાં નથી પણ અનાદિકાળથી ઊતરી આવેલી શકિત છે. તે ગુલામગીરીથી શૂરા રજપૂતોએ રણમાં ઝંપલાવ્યું હતું, હજારોનાં બલિદાન આપેલાં હતાં, અને કેટલીએ વખત પોતાની જન્મભૂમિને પણ તજી દીધી હતી. એજ ગુલામગીરીથી પશ્ચિમમાં પણ લોકો પોતાની પ્રિયતમાની અહાલેક બોલતાં સંસાર છોડી ગયા હતા અને દુઃખ વેઠતા હતા. એ ગુલામગીરી જેમ સેવા અને દિવ્યતાની ટોચ પર લઈ જાય છે તેમ અધમત્વના ઊંડાણમાં પણ નાંખે છે. જોગમાયાની ઝાળની પૂજા કરી જે તેનો ભક્ત બને તેનો ઉદ્ધાર થાય છે પણ ઝાળની સાથે રમત કરે તેને તે ઝાળ બાળી નાંખે છે. કાઠિયાવાડની કે હિંદુસ્તાનની આદર્શ સ્ત્રીઓમાં સતી રાણક મુખ્ય સ્થાન ધરાવે છે. વિશ્વની વીજળીનો ચમકાર જાણે એક શકિતવાન આત્માએ પોતાના કાબૂમાં લઇ લીધો હોય તેવું તેનું સ્વરૂપ હતું, તેવી તેની શકિત હતી. તે દેવીને જુનાગઢના રા'એ પોતાની કરી હતી.

પ્રેમી જ્યારે પ્રિયતમાને પોતાની કરે છે ત્યારે તે ગુલામી સ્વીકારે છે—જેમ પ્રિયતમા પોતે પણ ગુલામી સ્વીકારે છે. તેને તો આ પ્રેમમાંથી દિવ્યતા પ્રાપ્ત થઇ, પણ તે જ જોગમાયાનું તેજ સિદ્ધરાજ જયસિંહ પોતાનું કરવા ગયો અને દાઝયો. જગત શું, પણ આ વિશ્વ સુદ્ધાં બે સનાતન અણુનું બનેલું છેઃ એક સ્ત્રી અને બીજો પુરૂષ. અને અગણિત દુનિયાઓ રાત્રિએ દેખાય છે તે, કે વિજ્ઞાનશાસ્ત્રના હ્રદયભેદક ચમત્કારો કે આત્માની અંદરની ગુહાના ઇતિહાસો, સ્ત્રી અને પુરૂષનાં ખેંચાણ, તેમની અકેકની પૂજાઓ અને પ્રેમો, તેમના અકેકના વેરભાવો અને ધિક્કારો, પણ તેમાંથી ઉત્પન્ન થયેલા છે. માનવજાતિ એ વિશ્વના માત્ર એક અણુરૂપ છે. પણ તેના હજારો વર્ષના ઇતિહાસમાં પણ સ્ત્રીની શક્તિ અને તેનું તેજ, જોગમાયા જેવી ઉત્પાદક તેમજ નાશકારક અખંડિત શક્તિજ આ ઇતિહાસપટ ઉપર મૂળ નજરે પડે છે. જગતના ત્રણ બનાવો ગંભીરમાં ગંભીર છેઃ જન્મ, લગ્ન અને મૃત્યુ. અને પહેલા બે બનાવો સ્ત્રી સાથેજ જોડાએલા છે. તેમનો ભેદ કોઇએ ઉકેલ્યો નથી. હજારો વર્ષ પૂર્વે જંગલમાં લાંબા કાળા વાળ તથા પાંદડાંની મેખલા જોઇને મનુષ્યજાતિને જે લાગણી થતી, તે હજુ રેશમી વસ્ત્રોથી આચ્છાદિત હોય કે સુતરાઉ વસ્ત્રોથી, પૂર્વના સાજમાં

હોય કે પશ્ચિમના, છેલ્લામાં છેલ્લી પેરિસની ઢબમાં કે આફ્રિકાના જંગલમાં, પૂર્વના કાળની માફક પાંદડાંથીજ આચ્છાદિત હોય તોપણ–તે જ લાગણી થાય છે. જગતના ભીષ્મ તત્ત્વોને તેજ માન અપાય છે. વિશ્વના સર્જનહારની માયાનો તેવોજ સ્વીકાર થાય છે. અગાધ સમુદ્રની છોળ જેમ કિનારા ઉપર હજારો વર્ષો થયાં પછડાયા કરે છે તેમજ આ આત્મિક અને શારીરિક ખેંચાણ, પ્રેમ અને મન્થનના લોઢંઓ જગતના કિનારા ઉપર પછડાયાજ કરે છે. દરેક પળે હજારો વ્યક્તિઓ જાય છે, નવી આવે છે, પણ વિશ્વની ઉત્પાદક શક્તિનો સિદ્ધાન્ત કાલજૂનો, સતત, અખંડ ચાલ્યાજ કરે છે.








૧૮૯૮ના જાન્યુઆરી માસની શરૂઆતમાં, એક દિવસ સન્ધ્યા સમયે, અમદાવાદમાં ભદ્રના એક ઘરમાં કેરોસીનનો દીવો ઝાંખો બળતો હતો. તે વખતે પુષ્કળ પોટલાંઓ સાથે મહેમાન તરીકે એક બાળક વિદ્યાર્થી આવ્યો. તે ઘરના માલીક તથા તે બાળકના પિતા પણ સાથેજ આવ્યા અને તે ઝાંખા

અંધારામાં ઊભા રહ્યા. ઘરના માલિકે "મણિભાઇ" કરીને બૂમ મારી પણ કોઇએ જવાબ વાળ્યો નહિ, એટલે સઘળાં બીજે માળે ગયાં. ત્યાં અડધા અંધારામાં, ગેલેરીમાં, ખાટલા પર એક યુવાન સૂતો હતો. તે યુવાનના પિતા જેઓ તે ઘરના માલિક હતા, તેમણે કહ્યું: "આ——આવેલ છે." યુવાન બેઠો થયો. બાળક વિદ્યાર્થી તરફ જોયું અને જવાબ વાળ્યો: "ઠીક." તે યુવાન તે રણજીતરામ, તે બાળક વિદ્યાર્થી તે હું. એ પ્રમાણે અમારો ઉભયનો પરિચય થયો. આજે વર્ષો વીતી ગયાં છે, છતાં તે કેરોસીનનો દીવો, અડધું અંધારૂં, તે ઉદાસીન આકૃતિ ભૂલાતી નથી.

ઘરની બહાર સન્ધ્યાના રંગો ખીલ્યા હતા. અમદાવાદની સુશોભિત ઠંડીથી હવા ખુશનમા હતી. પણ તે ઘરમાં આ રંગોનો આભાસ ન હતો–પ્રકૃતિની શોભાનું પ્રતિબિંબ ન હતું. રણજીતરામ ઉર્ફે મણિભાઈના પિતા તે મારી માના કાકા થતા હતા, એટલે તેમનું ઘર તે મારૂં મોસાળજ હતું. આ ઊંડી દિલગીરીની છાયા તે મારા મોસાળના લગભગ બધા પુરૂષવર્ગ ઉપર ઊતરેલી હતી. શું તે છાયા ભવિષ્યની અર્થસૂચક હશે ? યમદેવનો ભયંકર પડછાયો ત્યારથીજ એ સર્વે ઉપર પડ્યો હશે ? મારી માના પિતા દેવસમાન હતા. તેમનું જીવન પ્રભુમય હતું.

અને બોલતાં, ચાલતાં, કામ કરતાં પ્રભુના નામનું જ રટણ તેમના હૃદયમાં હતું. તેમના ઉપર માનસિક આપત્તિઓ ઘણી આવી પડી હતી. આત્મા ચીરાઇ જાય તેવા બનાવો જોવા પડયા હતા. પણ તેમને જે લગની લાગી હતી તે કોઇ દિવસ–અવસાન પર્યંત–ગઈ નહિ. સવારમાં પૂજાપાઠ વખતે તેમને અર્જુનગીતા ગાવાનો બહુ પ્રેમ હતો. અને હજુ એમાંની એક લીટી મારા સ્મરણમાં રહ્યા કરે છે. "સંસારમાં સરસો રહે ને મન મારી પાસ, તેને જાણુ મારો દાસ, અર્જુન સુણો ગીતા સાર." તેમનું જીવન આ જ સિદ્ધાંત ઉપર રચાયેલું હતું. રણજીતરામ હંમેશાં એમ કહેતા હતા કે ઘણાં ઘણાં કારણોને લઇને તેમની લાગણીઓ સૂકાઇ ગઈ હતી. તેમની લાગણીઓ સૂકાઇ ગઇ ન હતી, પણ કેટલીએક માનસિક કેટલીએક સંસારિક વ્યથાઓથી તે લાગણીઓને તેમણે દાબી દીધી હતી. જ્વાળામુખી પર્વત જે ભૂમિમાં હોય છે ત્યાં, લીલાં ખેતરોની નીચે, ઊંડાણમાં ધગધગતો લાવાનો રસ હોય છે તે પ્રમાણે તે શાંત મુખાકૃતિવાળા શરીરમાં લાગણીઓ ઉભરાતી; પણ જેમ લાવા ઉપર પૃથ્વીનું આવરણ થઈ ગયેલું હોય છે તેમ તેમની લાગણીઓ ઉપર પોતેજ આવરણ કરી દીધું હતું. જેમ એક મોટા દેવસ્થાનમાં જુદા જુદા ખંડો ઓળં-

ગવા પડે છે, ચોગાનો ચાલીને જવું પડે છે, નાનાં મોટાં ઘંટાઘર અને નોબતો પસાર કરવી પડે છે અને ત્યારેજ છેવટે પ્રભુની પ્રતિમાનાં દર્શન થાય છે, તેમજ ખરા રણજીતરામને જાણવા અને મળવા માટે ઘણાઘણા ખંડો ઓળંગવાની જરૂર પડતી હતી. જે કોઇને દેવસ્થાનના સૌથી પવિત્ર ધામમાં જવાનું બનતું તે, ઘીની ઝળહળતી જ્યોતો આગળ, ચંદન અને પુષ્પોથી સુગંધિત થયેલાં સ્થાનમાં, એક સુંદર આત્માનાં દર્શન કરી શકતો.

રણજીતરામ સાહિત્યરસિક હતા, કળારસિક હતા અને પ્રકૃતિની સુંદરતાના પ્રેમી હતા. સાહિત્ય માટેનો પ્રેમ તો હું જ્યારે એમને મળ્યો ત્યારથી પણ ઘણા વખત અગાઉથી એટલો બધો ખીલવ્યો હતો કે અમદાવાદના સાહિત્યના ક્ષેત્રમાં ત્યારે પણ એમનું નામ જાણીતું થયેલું હતું. અને એમની સાથે વાદવિવાદ કરવા, એમની સલાહ લેવા ઘણાએ ઊગતા કવિઓ, કથાકારો, ટીકાકારો આવતા. નવાં નવાં માસિકો કાઢવાનો ત્યારે બહુ શોખ હતો અને તેવી મહત્ત્વાકાંક્ષાવાળા યુવકો પણ એમની સલાહ લેવાનું ચૂકતા નહિ. પ્રેમથી મસ્ત થયેલા, હજુ મૂછનો દોરો પણ ન ફૂટી નીકળેલો એવા કવિઓ કોકિલા અને બુલબુલ પર મરી ફીટતા અને બીચારા રણજીતરામ આગળ પોતાનાં પાનાનાં

પાનાં ભરેલા ઊભરાઓ કાઢતા હતા. છતાં રણુજીતરામ કંટાળતા નહિ પણ શાંત મનથી શુદ્ધ ભાવથી ભાઈ તરીકે સલાહ આપતા. પણ તેઓ "મીઠીબાઇ"નું કામ તો નહોતાજ કરતા, કારણ કે ખોટાં વખાણુથી કોઇને આડે માર્ગે ન દોરતા. સૌ સૌના દોષો બતાવતા અને કવિઓને કહેવાનું ચૂકતા નહિ કે કવિતા બનાવવાને બદલે તેમના અભ્યાસમાં વખત રોકશે તો બહુ ફાયદો થશે. સંસાર સુધારાના સવાલો તે સમયમાં લોકોનું ધ્યાન બહુ રોકી રહ્યા હતા અને રણુજીતરામે અને તેમની પાછળ પાછળ મેં પણ સુધારકના ટોળામાં ઝંપલાવ્યું હતું. અમારી એક એસોસિએશન હતી, તેનું નામ Social and Literary Association હતું. એ એસોસિએશન ઉપરથીજ હું ધારૂં છું ત્યાં સુધી અમદાવાદની હાલની સાહિત્ય સભા ઊતરી આવેલી છે. તે એસોસિએશન આગળ તથા કૉલેજના પ્લાટફૉર્મ ઉપર સંસાર સુધારા ઉપર ભાષણો કરવામાં આગળ પડતો ભાગ અમે લેતા. તે વખતના એક ભલા ગુજરાતી પ્રોફેસરે એક વખત એમ પણ ટીકા કરી હતી કે સંસાર સુધારા ઉપર વ્યાખ્યાનો કરવાને બદલે વિજ્ઞાનશાસ્ત્ર ઉપર અમે વધારે ધ્યાન આપતા હોત તો અમારાં માબાપોને વધારે ફાયદો થાત, કારણુ કે તે વિષયમાંજ અમે બન્ને એક

વખત નાપાસ થયા હતા.

"વીણા" નામનું હસ્તલિખિત માસિક અમે ચલાવતા હતા, તે અમારા મિત્રમંડળમાં ફેરવાતું હતું.

તે વખતે પણ–રણજીતરામમાં આધેડ વયના પુરૂષના જેટલી ખામોશ, દૂરઅંદેશી અને ડહાપણ હતાં. ચાલતી આવેલી પ્રથાની સામે બળવો કરવામાં યુવાવસ્થા હમેશાં આનંદ લે છે. આને દોષ કહો કે ગુણ કહો–તેમાંથી અમે મુક્ત ન હતા; પણ રણજીતરામ તેવી જાતના બળવાને પોતાના કાબૂમાં રાખતા. બળવાને ખાતર બળવો કરવો અથવા તો જાહેરમાં બળવાખોર તરીકે લેખાવાનો દાવો કરી તેમાં મોટાઇ લેવી તેની સામા હતા. શેલીનું ચિત્ર જોઇને પહેરણનાં બટન ખુલ્લાં મૂકી કૅાલેજના પુરસદના વખતમાં (ફુરસદનો એક કલાક મળતો તે ઉપરાંત બીજા કલાકો પણ લેવાતા) ઝાડ ઉપર ચડી હું કવિતા વાંચતો યા તો સાદાઇની પ્રથાથી દોરવાઈ શિયાળામાં ઉઘાડે પગે કૅાલેજ જતો, એવા એવા અખતરાઓ તરફ રણજીતરામ પુષ્કળ હસતા. લોકોને પ્રાર્થનાસમાજ ત્યારે અરૂચિકર હતી અને ધર્મની ભાવના કરતાં તે કારણથીજ અમે બધા દર રવિવારે પ્રાર્થના સમાજમાં જતા. રણજીતરામના પિતા બહુજ થોડાબોલા હતા, એટલે એઓ તો આ સઘળી અમારી

પ્રવૃત્તિઓ માટે કાંઇ કહેતા નહિ, પણ કોઈ કોઇ વખત મારા પિતાને કાને વઢવાણ સુધી વાત પહોંચતી ત્યારે ઠપકો મળતો. એ વખતે પણ રણજીતરામ ક્ષુલ્લક લેખક ન હતા પણ ઊંડા અભ્યાસી હતા, અને પોતાના લેખો માસિકોમાં પ્રસિદ્ધ કરવાને માટે કોઈ દિવસ ઉતાવળ ન કરતા. અમે હમેશાં એમની મશ્કરી કરતા કે તેમનાં લખાણોને તેઓ મહિના સુધી પોતાની પેટીમાં સેવવા માગે છે. એમનાં પાછલા જીવનમાં જ્યારે તેઓ ગુજરાતના અગ્રગણ્ય સાક્ષર તરીકે ઓળખાયા ત્યારે પણ તેમણે આ ટેવ નહોતી મૂકી અને મહિનાઓ અને કેટલીક વખત વરસો સુધી એમના લેખો પડી રહેતા.

રણજીતરામ સ્નેહાળ પતિ અને પ્રેમી પિતા હતા. તેમના સાદા અને સરળ કૌટુમ્બિક જીવનમાં મિત્રોને માટે હંમેશાં ખુલ્લા દરવાજા હતા અને મહેમાનોને માટે ઘણી-ઘણીઆણી મરી ફીટતાં. યુરોપમાં શિયાળાના દિવસોમાં સગડી પાસે બેસી કુટુંબીજનો જેવી રીતે વાતો કરે છે તેવી પ્રથા આપણામાં બહુ નથી. રણજીતરામને ઘેર આ દેશની આબોહવા પ્રમાણે સગડી તો ન હોય, પણ વાત કરવાની કળા બહુ સારી રીતે કેળવાયલી હતી. તેમાં પણ જ્યારે મિત્રો આવ્યા હોય ત્યારે રાતના બાર, એક ને બે

પણ વાગી જાય. એક પ્રસંગ મને યાદ છે કે જ્યારે મસ્ત-કવિ (ત્રિભોવન પ્રેમશંકર) એમને ત્યાં આવ્યા હતા ત્યારે તેઓએ તોળલ અને જેશળની કથા ઉપાડી હતી અને ત્રણ દિવસે પૂરી કરી હતી !

કોઈ કલારસિક પતિ પોતાની કળાને ખાતર પત્ની તરફ બેદરકારી બતાવે તો તે પત્નીને સ્વાભાવિક રીતે તે કળાની અદેખાઇ આવે છે. રણજીતરામની સાહિત્ય પ્રવૃત્તિઓથી મારા ઉપર તેવીજ અસર થઈ. રણજીતરામ જે મારા હતા તે ધીમે ધીમે મટી સાહિત્યના થવા લાગ્યા. આ પ્રવૃત્તિઓથી પણ પોતાનું લંગર ઉપાડી બીજા બેટો તરફ તે ન જાત, પણ કમનસીબે મુંબઇના હેત અને સ્નેહ વગરના વાતાવરણમાં બાહ્યાડંબર, અમર્યાદિત આત્મપ્રશંસા અને ઉપરચોટિયાં જ્ઞાનના ભારથી ગર્વ ધરતી, વહેંતિયાં નેપોલીઅનો જેવી વ્યકિતઓના સમાગમમાં આ ઊંડા સાગરના જેવા અભ્યાસી હૃદયની અમૃતધારાઓ વેડફાઈ ગઇ. હાલની સાહિત્ય પ્રવૃત્તિ ચાર પાંચ ફૂટના પાણીના પટમાં ચાલતા તોફાનના જેવી છે, એટલે એવા જમાનામાં સ્વ. રણજીતરા-મની સેવાઓ સંભારવાની પુરસદ સાહિત્યકારોને નહિ હોય એ સમજી શકાય તેવું છે. પણ હશે. પ્રજાજીવનને કાળની મર્યાદ શી ? પાંચ વર્ષ—પચીસ વર્ષ—આ અલ્પજીવી છતાં

અમર સાહિત્યના યુગ તરીકે ગણાતો યુગ પણ વહી જશે અને તેવે સમયે સાહિત્યજગતના આ ગેબી ભરથરીનો પાળિયો સાહિત્ય અને કળાના દીવાના દર્દીઓનાં હૈયાં ઠારતો આપણા સાહિત્યમાં ઉચ્ચ સ્થાન લેશેજ.

રણજીતરામ મારા મિત્રજ ન હતા, પણ મારા મોટા ભાઇ હતા. તેમની વિદ્વત્તા, તેમની સાદાઈ અને સરળતા, તેમનું નિસ્પૃહીપણું અને તેમનો સ્નેહ કદી ભૂલાય એમ નથી. તેમના મૃત્યુને આગલે દિવસે તેઓ અને તેમનાં પત્ની શાન્તિબહેન ફરતાં ફરતાં મારા બનેવી સ્વ. નાનુભાઈ દરૂ, જેમને ત્યાં હું એક બે દિવસ રહેવા ગયો હતો ત્યાં મળવા આવ્યાં. તે જ દિવસે સવારે હું અને કળાભુવનવાળા પ્રો. વોરા તેમને મળવા ગયેલા, પણ મળી શકયા ન હતા. તેથીજ તેઓ સાંજના અમને મળવા અમારે મકાને આવ્યા —જાણે છેવટની વિદાય લેવા આવ્યા હોય ! અડધોએક કલાક બેસીને તેઓ પાછા જવા નીકળ્યા. સન્ધ્યાના તેજ ગયાં હતાં અને રાત્રિનો અંધકાર સામેજ ઘૂઘવતા સમુદ્રરાજ ઉપર અને કિનારા ઉપર ફરી વળતો હતો. તે અંધકારમાં તેઓ વિલીન થયા—અન્ધકારમાંથી તેજમાં જવા માટે ભાઇ, અને સૌભાગ્યવતી દશામાંથી વૈધવ્ય દશામાં જવા માટે બહેન ! બીજે દિવસે બપોરે તો ભાઇને દરિયાકિનારે મૃત્યુ

પામેલા જોયા, અને તે રડતી બહેન પણ થોડા મહિના પછી, જે પતિથી આ જગતમાં થોડા કાળ પણ છૂટું રહેવા ના પાડતી, તે પતિને સંગ આપવા ચાલી નીકળી. ઘણા વખત સુધી સમુદ્રદેવ બહુ ક્રૂર લાગતા, પણ જે ભાઈએ તે દેવની વિશાળ છાતી ઉપર પોતાની છેલ્લી સોડ તાણી હતી તે ભાઈનું ઘર વહાલું લાગતું હતું, તેવા આજ તે વહાલા લાગે છે.



# દુઃખનાં તેજ

* *
* * *
* *

મુસાફરોને સુખ પણ હોય છે, દુઃખ પણ હોય છે. પ્રભુની દયાનાં, પ્રભુના પ્રેમનાં, પ્રભુના તેજનાં તેને દૃષ્ટાંતો જોવાનાં મળે છે; અને તેને અનાદિ કાળનાં દુઃખ અને ક્લેશ પણ જોવાનાં મળે છે. આ પુરાણી ધરતીની કારમી ચીસ રાત્રિના ઊંડાણમાં તેને સાંભળવી પડે છે.

પરોઢિયે ચાર વાગ્યા હશે કે પાંચ ? આસપાસનાં ખેતરોમાં અને થોડે થોડે આવતાં વૃક્ષોનાં વૃંદોમાં પક્ષીઓનું દિવ્ય સંગીત શરૂ થઇ ગયું હતું. પણ કોણ જાણે કેમ, આજે તે સંગીતમાં પણ કૈંક ઊંડો શોક સમાયો હોય તેમ લાગતું હતું ! ગામનું પાદર આવ્યું અને ગાડીવાળાઓએ ગાડાં છોડયાં. થોડેક દૂર સ્મશાન જણાયું, ત્યાં શાંત તાપથી ચિતા બળતી હતી. ભડભડાટ પૂરો થયો હતો. અગ્નિદેવે પોતાનું કાર્ય પૂરૂં કર્યું હતું. આગના ભડકાની જીભો નીકળતી ન હતી; પણ અંગારાઓ ધગતા હતા અને તેનો પ્રકાશ અમે જ્યાં ગાડાં છોડયાં ત્યાં જ બેઠેલી એક બહેનની આંખમાં પડી તે આંખમાંથી પાછો જગત ઉપર પડતો હતો.

\+ \+ \+

મેં ઉષઃકાલની બહેનો જોઇ છે, મધ્યાહ્નકાળની જોઈ છે, સંધ્યાની પણ જોઈ છે. પણ આ બહેનને કયા કાલની ગણવી તે સમજાયું નહિ. પ્રભાતનાં પ્રભાતિયાં એક વખત તે શરીર ગાતું હશે–પક્ષીઓનાં ગીતને એક વખત તે સામો ટહુકો આપતું હશે. પણ અત્યારે તો તે પ્રભાતિયાં ચાલ્યાં ગયાં હતાં–તે ગીત પિંજરામાં પૂરેલ પક્ષીના ગીતની પેઠે અદૃશ્ય થયું હતું. મધ્યહ્નનો કાલ પણ વીતાડયો

હતો અને સમીસાંજનો અંધકાર ઝામી ગયો હતો. પણ તારાઓ ઝબક્યા ન હતા. તે ઝબૂકશે પણ ખરા કે?

× × ×

શ્વેત વસ્ત્રો હતાં, કપાળે સૌભાગ્યનો ચાંદલો હતો, હાથમાં કાચની બંગડીઓ હતી. શારીરિક કે માનસિક રોગો ચાલ્યા જતાં જેવી શાંતિ આવે છે તેવી શાંતિ તેની મુખમુદ્રા ઉપર હતી—આ શાંતિની સાધુઓ પણ કદાચ ઈર્ષા કરે! સેંકડો માઇલની મુસાફરી કરી, મહાસાગરનાં તોફાનો સહન કરી કોઇ નાજુક સુંદરીના જેવી ચમકવાળું જહાજ કિનારે આવે ત્યારે તેની આસપાસ જે મૃદુતા, કોમળતા, આર્દ્રતાનું વાતાવરણ હોય છે તેવું વાતાવરણ તેની આસપાસ હતું. વહાણનો સઢ તૂટી ગયો હોય, અસંખ્ય, ક્રૂર મોજાંઓનો માર પડયો હોય પણ તેની ઉપરની ધ્વજા તો પવનના ધીમા જોરમાં ફરફરાટ ઊડતી જ હોય; તેમ તે બહેન પણ દુ:ખમાંથી પસાર થયેલી, છતાં તેનામાં જીવનનું તેજ હજુ એવું ચમકતું હતું.

× × ×

ગંગુલીએ દોરેલું એક ચિત્ર યાદ આવે છે: પૃથ્વી પટે સંધ્યા ઊતરેલી છે, પણ રાત્રિ થઇ નથી. ખેતરમાંથી એક કૃષિકાર અને તેની પત્ની સ્વગૃહે જતાં હોય છે. પત્નીને

માથે બોજો છે, સારાય દિવસના શ્રમથી અંગ વિશ્રાંતિ માગી રહ્યું છે, છતાં પણ તેની ગતિમાં–તેના હાવભાવમાં જગતનાં દુઃખોથી તે જીતાયેલ છે એમ સૂચવાતું નથી. તેની આંખ તેના પતિ તરફ ઢળેલી છે અને તેના નાજુક પણ અશક્ત પગ, લાકડી લઇને આગળ ચાલતા તેના પતિની પાછળજ દોરાયલ છે.

× × ×

પેલી બહેને ચિતા તરફથી આંખ ફેરવી, અમને સ્નેહ-ભીની આંખોએ આવકાર આપ્યો. ચિતાદ્વારે પોતાના પુત્રે મૃત્યુને જીત્યું હતું પણ તેની માએ સદેહે પણ મૃત્યુને જીતી લીધું હોય તેમ જણાતું હતું.

× × ×

સત્યવાને યમરાજા પાસેથી છોડવી લાવેલ સાવિત્રીની મુખાકૃતિ આવીજ દેદીપ્યમાન હશે. સત્યવાન સાવિત્રીનો પતિ હતો પણ આ માએ તો પોતાના પુત્રને યમરાજા પાસેથી પાછો મેળવ્યો હતો, કારણ પુત્ર જીવંત દશામાં જેટલો એની પાસે ન હતો તેટલો પાસે મૃત્યુ પછી એ લઇ આવી શકી હતી. યુવાવસ્થાએ તો તે પહોંચ્યો પણ ન હતો. છતાં સંસારનાં ઝાંઝવાં પાણીથી તે દુઃખ પામી ચૂક્યો હતો. માને તે કહેતો કેઃ" મા! સંસાર એટલે

દુઃખ!" જીવંત દશામાં તે અડધો દુનિયાનો અને અડધો જેની બારી હમણાં આપણે માટે બંધ છે તે બારીની પેલી મેરના સમુદ્રનો. પણ હવે તો તે શાંત મુખમુદ્રા ઉપર તેજ હતું. ઘણે કાલે બાલક લાંબી મુસાફરી કરીને માની ગોદમાં પાછો આવ્યો હોય અને મા તેના માથા ઉપર હેતથી હાથ ફેરવતી, થોડાં આંસુઓ સમેત કોમળ સ્મિત કરે તેમ દુનિયાને જોતી ન જોતી, થોડાં આંસુઓમાં પણ તે માતા વાત્સલ્યથી ભરેલું સ્મિત કરતી હતી. તે તે જ દયા, તે સ્નેહભાવથી પોતાના પુત્રને આવરણ કરી જગતને તેના દુઃખમાં આશ્વાસન આપતી હતી.

+ + +

જગત તે બહેનને શો દિલાસો આપે? બહેન જગતને દિલાસો આપતી હતી. જગતના ઝગડા, ક્લેશો, મલિનતાઓ, પાપો, બહેન-કે મા?-તારાં ત્યાગ આગળ, પવિત્રતા આગળ, આત્મસંયમ અને સ્નેહ આગળ ધોવાઈ જાય છે!



# હસતી બહેન



જીવનની વાટિકામાં પ્રભાત પણ આવે છે, સંધ્યા પણ આવે છે, પ્રખર મધ્યાહ્નનો સમય પણ આવે છે અને ભીષણ અંધકારથી ગર્જતી રાત્રિ પણ પસાર કરવી પડે છે. જીવનનું પ્રભાત હતું, વાટિકા ઉપર પણ પ્રભાત હતું, સારી રાત ગાડાંમાં સૂતાં હતાં. અને પ્હો ફાટતાં ગાડાંવાળાઓનાં મીઠાં

ગીતથી ઊંઘમાંથી જાગ્યા હતા. લીલાં, હરિયાળાં ખેતરોમાંથી આવતી સુગંધ, બળદોની વાગતી મીઠી ઘંટડીઓ, દૂર દૂર અને પાસે સંભળાતા કોશના અવાજ અને કોશ હાંકનારાઓના દુહાઓ, એ સર્વથી જાણે કોઇ દેવસ્થાનમાં સવારની નોબત વાગતી હોય તેવી પ્રતીતિ થતી હતી. ગાડાં એક નાના તળાવ આગળ આવી પહોંચ્યાં. તળાવની આસપાસ ત્રણ બાજુ નાનાં નાનાં વૃક્ષ હતાં, પણ ચોથી બાજુએ તો જાણે વૃક્ષોની ખેતીજ કરી હોય તેવું નાનું સરખું વન હતું. તળાવની આસપાસની પાળ ઉપરથી ગામડું દેખાતું હતું અને તેનાં માટીવાળાં ઘરોમાંથી એક સારૂં, ઇંટોનું, ચૂનો દોળાયેલ ઘર સૂર્યનાં બાલકિરણોનાં પ્રતિબિંબ પાડતું હતું. તેની એક બાજુની ભીંત ઉપર રામાયણની કથામાંથી કેટલાંક ચિત્ર આલેખાયલાં હતાં. આવી સુરમ્ય જગ્યાએ દિવસને માટે ગાડાં છોડયાં અને ગામમાં બેએક ભાઇઓને સીધું સામાન લેવા મોકલાવી તળાવને કિનારે અમે બેઠા.

એટલામાં, કાઠિયાવાડની, સુશોભિત, ભરેલી સુંદર દર્પણ મૂકેલી ઝૂલોથી લચી રહેલ, ભરાવદાર બળદોથી દોરેલી વહેલડી આવી. વહેલડીને પડદો હતો, પણ અંદર બેસનાર ઠકરાણાં હોય એમ લાગતું ન હતું; કારણ કે સાથે સિપાઇસપરાં નહિ હતાં. વહેલડીની સાથે શાંત મુખમુદ્રાવાળો એક પુરૂષ

હતો. વહેલડીએ પણ ત્યાં જ બળદો છોડ્યા અને તેમાંથી તે પ્રભાતના તેજને ચીરીને આવતું રમણીય હાસ્ય નીકળ્યું અને તે હાસ્ય જે સુંદર મુખમાંથી નીકળ્યું હતું તે મુખ ઘુંઘટથી અર્ધઆચ્છાદિત દેખાયું. જેમ હરિણી કૂદકો મારે તેમ કૂદકો મારી, "નાનકડી નાર ને નાકે રે મોતી"ની માફક, ચહેરા ઉપરના હાસ્યને થોડુંક આવરી યુવતી ઘુંઘટ સાથે બહાર નીકળી.

× × ×

મનુષ્યના હૃદયના ઊંડાણમાં આલેખાયલી નહિ–કદાચ સ્વીકારાયેલ પણ નહિ, એવી ઘણી લાગણીઓ રહેલી છે. તેમાંની એક લાગણી હૃદયના તારને ઝણઝણાવી રહેલી હોય છે તે લાગણી પુત્રી માટે ભાવના–પુત્રી માટે ખેંચાણ. દીકરાઓ કોને વહાલા નથી હોતા ? પણ જેને પુત્રી હોતી નથી, તેને એ અણદીઠ બાલિકાની હૃદયદોરીઓ પ્રેમ અને વાત્સલ્યથી ખેંચી રહી હોય છે. સોનેરી વાળવાળી કે કાળા વાળવાળી બાલિકાને જોઈએ છીએ કે તે સૃજનજૂની ભૂખ આત્માને લાગે છે. આ ભૂખ જેમને નહિ લાગી હોય, તેવાઓમાંથી કેટલાક એવા હશે કે જેમને જાગ્રત કે સ્વપ્નાવસ્થામાં કોક વખત પણ પોતાની ભવિષ્યની દીકરીના સપનાં નહિ આવ્યાં હોય ? દરિયાકાંઠે રમતી અને સમુદ્રના

તે મંદમંદ તરંગો જોડે હાસ્યમાં હરીફાઇ કરતી, કે સુવર્ણકેશી બાલિકાને જોઇ કયા આત્માએ તેને દત્તક નહિ કરી લીધી હોય? એક લટથી બાંધેલા કાળા વાળવાળી, પૂર્વની કુમારિકાઓને વહેલી આવતી યુવાવસ્થાની આગળથી જ આગાહી કરતી, આછી આછી શરમના શેરડા મુખ ઉપર પાડતી, થોડેક દૂર દેવસ્થાનમાં સંભળાતાં દેવદાસીના સંગીત તસમી, સુમધુર ચાલતી બાલિકાને જોઇ કયા આત્માએ તેને ભવિષ્યની પુત્રી તરીકે દત્તક નહિ કરી લીધી હોય? નવવધુ બની સાસરે જઈને પાછી આવેલી, કોક વાર તોફાની હાસ્ય કરતી, કોક વાર નિર્દોષ બાલક જેવું સ્મિત કરતી, કુમારિકા અને યુવતિના સંગમ ઉપર થોડી વાર ઊભી રહી બાલકના કુતૂહલથી જોતી નદી કે કઇ વધુ સુંદર છે. કૈંક નવી જાગ્રત થયેલી શરમથી, કૈંક યુવતિપણાનો નવો લહાવો લેતી, સાડી કે સાળુનો પાલવ સંકોરતી, કાંકણુ અને ઘાટડીથી સુશોભિત બાલિકાને જોઇને તેને દત્તક કરી લેવાની જીજ્ઞાસા કયા આત્માને નહિ થઈ હોય? વહેલડીમાંની હાસ્યથી ઉભરાતી, નિર્દોષ હરિણી સમી તોફાની, ઘુંઘટને સંકોરતી—જાણે તે નવી બેડી હોય એમ તેને સંકોરતી, તે વહેલડીની સાથે ચાલનાર, શાંત મુખમુદ્રાવાળા પોતાના પતિને પોતાના ઉદાર, અસંકુચિત સ્નેહથી આવરી લેતી તે યુવતીને

જોઇને મેં મારી મનોભાવનાની પુત્રીને ઓળખી.

\+ + +

તળાવને કિનારે, તે વૃક્ષઘટાની શીતળ છાયા નીચે અમે તે દિવસ રહેલાં અને પેલા જોડાને પણ ત્યાંજ વિસામો લેવો પડેલો એટલે પરિચય થયો. સંધ્યાના શાંત સમયે અમારે પંથ લેવો હતો તે એમના માર્ગથી જુદો હતો પણ અલ્પ કાળને માટેજ તે જુદો હતો. જગતની મુસાફરીમાં આવી જાતનાં મળવાં તે પહેલાં અને છેલ્લાંજ હોય છે. પણ વિધિની ઘટના એવી હતી કે અમે તો ફરીફરીથી મળ્યાં, ધર્મશાળાઓમાં સાથે થયાં, વાટિકામાં સાથે મળ્યાં. અને જાણે એકજ કુટુંબનાં હોઇએ એવો ભાસ થયો. જીવનનું પ્રભાત હતું ત્યારે મળ્યાં, જીવનના 'બળબળતા બપોરે' સાથે રહ્યાં અને જીવનની સંધ્યા આવી. પણ મુસાફરોને તો આવડો સંબંધ પણ દોહ્યલો છે. એક કવિએ કહ્યું છે તે પ્રમાણેઃ—

મોહથી નિજ માનીવાં
સોગટાં જે આપણે,
શક્તિ તે મન ધારિયાં
હા! લે હરી બીજી ક્ષણે!

\+ + +

ગાડાંવાળાઓએ બળદો જોડયા. શિયાળાની ઠંડીને

લીધે ઠેકઠેકાણે તાપણાં થયાં હતાં. અમારે તો લાંબી મજલ કરવાની હતી એટલે રોકાઇએ તેમ હતું નહિ. તે જ પ્રમાણે પેલી યુવતીથી પણ અમારી સંગાથે અવાય તેમ હતું નહિ. તેમનાં ગાડાં પણ જુદે પંથે વળ્યાં.

દુનિયાના અને જીવનના અગાધ સમુદ્રમાં તે પેલી તરફ-અમે આ તરફ, એમ પ્રયાણ કર્યું. તેનાં હેત, તેનાં હસવાં, તેની સેવા તે આ વખત ધર્મશાળામાં નહિ પણ ભડભડ બળતી ચિતામાં અદૃશ્ય થયાં. ચિતાઓ ઘણી જોઈ છે પણ અમારો તો પંથ જુદો જ હતો એટલે તે ચિતા-તેની છેલ્લી ધર્મશાળા પણ અમારાથી ન જોવાઇ.








મધ્યરાત્રિના શાંતિમય અંધકારમાં ભયંકર ચીસો અને રૂદન સંભળાયાં. કોઇક ભાગમાં મૃત્યુ થયું હોય એમ જણાયું. જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ ચીસો અને રૂદન વધવા લાગ્યાં. બૅકને લખ્યું છે કે મૃત્યુ મૃત્યુને લઇને ભયંકર નથી, પણ તેની આસપાસની ઘટનાને લઇને ભયંકર લાગે છે.

રડતાં કકળતાં સગાં સંબંધીઓથી મૃત્યુશય્યાનો દેખાવ ભયાનક લાગે છે.

જ્યારે દુનિયા નાની હતી, ત્યારે મનુષ્યો પ્રકૃતિથી બહુ ડરતા અને તેના દરેક ફેરફારથી તેઓ ધડકી જતાં હતાં. સૂર્યગ્રહણ થાય કે ચંદ્રગ્રહણ થાય ત્યારે પણ તેઓ ચીસો પાડતાં અને તે અલ્પ સમયના અંધકારથી તેમના જીવનમાં પણ અમુક પ્રકારનો અંધકાર આવશે એવી તેઓને ભીતિ લાગતી. પ્રકૃતિની એ વિચિત્ર ક્રિયાથી તેમને કાંઈ નુકસાન નહિ થાય એને માટે તેઓ અનેક પ્રકારની વિધિ કરતાં. તે જ પ્રમાણે મૃત્યુ થાય, એમની સાથે રોજ રમતો બોલતો હોય, સાથે ઊઠતો બેસતો હોય તે અચાનક રમતો બોલતો બંધ થાય, ઊઠતોબેસતો અટકી જાય ત્યારે વિધિની વિચિત્રતા અને દેખાતી ક્રૂરતા સામે તે નવીન માનવી હૃદય પોકાર પાડી ઊઠતું.

આજ વારસો આપણે હજી પણ જાળવી રહ્યા છીએ. હજારો વર્ષના બોધ પછી, મૃત્યુનો સ્વભાવ જાણ્યા પછી, આવે પ્રસંગે કલ્પાંત કરી આપણે પ્રભુની શાંતિનો ભંગ કરીએ છીએ, પ્રભુનું અસ્તિત્વ નાકબૂલ કરીએ છીએ. જીવનમાં ત્રણ અદ્ભુત પ્રસંગ છે, જેના ગાંભીર્ય, અવર્ણનીય ભેદ અને સૈકાઓની ઊંડી ગુફામાંથી નીકળતું તેજ મનુષ્ય

હૃદયને અને આત્માને તલ્લીન બનાવે અને પ્રભુ પ્રત્યે દોરે છે. જન્મ, લગ્ન અને મૃત્યુ આ જીવનના ત્રણ અદ્ભુત પ્રસંગ છે. વિજ્ઞાનશાસ્ત્ર બધા પ્રસંગ—બધા ફેરફારના પૃથક્કરણ કરે છે અને તેમનું સાત્વિક સ્વરૂપ દૂર કરી તેમને સામાજિક રૂપમાં દેખાડવામાં જ આનંદ માને છે. પણ આ વિજ્ઞાન-શાસ્ત્રની છૂરી પણ આ ત્રણ પ્રસંગનું બરાબર પૃથક્કરણ કર-વામાં ફત્તેહમંદ થઈ નથી. દરેક જાતના ખુલાસા પછી પણ એક અજ્ઞેય વસ્તુ રહી જાય છે. પ્રખ્યાત જર્મન વિજ્ઞા-નશાસ્ત્રી અને ફીલસુફ હેકલે પ્રકૃતિની સામા હાકલ કરી પ્રકૃતિનાં નિવેદનોની વિરૂદ્ધ જઇ મનુષ્યજીવન ઉત્પન્ન કરવાનો અખતરો અજમાવ્યો હતો; પણ તેમાં જ્યારે તે હાર્યો ત્યારે તેને કબૂલ કરવું પડયું, કે જીવનનો પડદો ઊંચકવામાં પોતે પરાજય પામ્યો હતો.

જીવનની આ ત્રણ સ્થિતિ વિજ્ઞાનશાસ્ત્રીઓ સમજાવી શકતા નથી. અર્થશાસ્ત્રીઓ એનો ઉકેલ આણી શકતા નથી. અન્ય શાસ્ત્રોના ઉસ્તાદો એનું પૃથક્કરણ કરી શકતા નથી. તેમને સમજવાને માટે તો હૃદયપ્રેમ અને પ્રભુશ્રદ્ધા જ જોઇએ. ઉમર ખય્યામ લખે છે કે દુનિયા તો એક સરાઈ છે, જ્યાં આપણે સૌ ભેગા મળીએ છીએ; એક રાત સાથે ગાળીએ છીએ; જીવનના પ્રશ્નો ઉકેલતાં પરોઢ સુધી સૂતા

પણ નથી, અને સૂર્યોદય થતાં કાફીની પ્યાલીઓ પીને છૂટા પડીએ છીએ. સરાઈમાંથી ચાલ્યા જવું એ મૃત્યુ છે. જે ફેરફાર શાશ્વત છે, જીવનની મુસાફરીમાં એક નવા માર્ગ સમાન છે તે ફેરફાર માટે પોકાર અને રડાકૂટ શાં? જીવનની વ્યથાઓ અને વેદનાઓ પછી આત્માને અને દેહને આરામની અને શાંતિની જરૂર છે અને મૃત્યુથી તે આરામ અને શાંતિ મળે છે. કો સ્નેહીએ ભયંકર મંદવાડ વેઠેલો હોય અને પછી તેનું મૃત્યુ થાય તે સમયે તેના ચહેરા ઉપર પરમ શાંતિ જોવામાં આવે છે, કેમ જાણે કોઇ દુઃખી બાળક પોતાની માતાની ગોદમાં એ દુઃખ ત્યાગીને સૂતું હોય ને! આ જગતની જંજાળમાંથી છૂટી પ્રભુના દરબારમાં જવું અને ત્યાંની શાંતિ અનુભવવી તેને માટે આસપાસનાંઓને દુઃખ શાને હોવું જોઇએ?

જે રૂદન અને પોકાર આપણે કરીએ છીએ તે ખરી રીતે તો સ્વાર્થીજ છે. આપણે રડીએ છીએ તે દુનિયા છોડી ગયેલાં આપણાં સ્નેહીઓ માટે નહિ પણ આપણા પોતાના વિયોગના દુઃખ માટે. જે પ્રેમ અને સ્નેહનો સંચય આપણે તે સ્નેહી પાછળ કર્યો હતો, અને જેનો બદલો આપણને વ્યાજ સહિત પાછો મળશે એવી આપણને આશા હતી, તે પ્રેમ અને સ્નેહથી આપણે વંચિત થયા એનું દુઃખ આપ-

ણને સાલે છે. જો આપણે આપણા સ્નેહીઓને શુદ્ધ અને નિઃસ્પૃહ પ્રેમથી ચાહતા હોઇએ તો જે ફેરફારથી સ્નેહીને પરમ શાંતિ મળે તે ફેરફારથી આપણને શોક હોઇ જ નહિ શકે.

મૃત્યુનો ભય દૂર કરવાને મનુષ્યોને દરેક ધર્મે ફરમાન કરેલ છે. કેટલાક ધર્મોએ દુન્યવી જીવનને પાણીના પરપોટાની ઉપમા આપેલ છે. કેટલાક ધર્મોમાં એ જીવન પ્રભુમય થઇ શકે તથા તે જીવનને પ્રભુના વિશ્વમાં પણ સ્થાન છે એમ કહેવામાં આવેલ છે. ગમે તે રીતે વિચારીએ, પણ આખરે એટલું સત્ય તો બહાર તરી જ આવે છે કે મૃત્યુનો ડર મનુષ્યોએ રાખવો ઘટતો નથી. હિંદના પ્રતિમાશૂન્ય મંદિરના પૂજારી તો હંમેશાં કહેતા આવ્યા છે કે એમનું મૂળ કર્તવ્ય આ ભય દૂર કરાવી પુરૂષને ખરૂં પુરૂષત્વ અને સ્રીને ખરૂં સ્રીત્વ આપવાનું છે. દુનિયાના બીજા બધા દેશો કરતાં હિંદુસ્થાનમાં જન્મ અને મૃત્યુને બહુજ પ્રાધાન્ય આપવામાં આવ્યું છે એમ તેમનું કહેવું છે. જન્મ સમયે આપણે ગાંડાં બની જઇએ છીએ. મૃત્યુ વખતે તેથી પણ વધુ ગાંડાં થઇ જઇએ છીએ. જો પ્રભુના રાજ્યમાં આપણને શ્રદ્ધા હોય તો પ્રભુના આદેશથી આ દેહ છોડી કોઇ મનુષ્ય બીજું જ્વલંત જીવન લેવા જાય તેમાં આપણે પ્રભુને

ઠપકો પણ ન આપીએ તેમજ આપણા દુર્દૈવને દોષ પણ ન આપીએ. આ જાતનું દોષસમર્પણ આપણી અધીરાઈ અને અશ્રદ્ધા સૂચવે છે.

જે સંબંધ આ જીવનમાં હતો, તેના કરતાં વધુ નિર્મળ અને સાત્વિક સંબંધ કોઈ સ્નેહી સાથે એના મૃત્યુ પછી આપણને થાય છે એમ ઘણી વાર નથી બનતું ? ગુજરાતના એક ભાવિક કવિહૃદયના કીર્તનનું સ્મરણ થાય છે:

મૃત્યુ મરી ગયું રે લોલ !

સમુદ્રના ઊછળતાં મોજામાં ભાઈ ગયા છે. ભડભડ બળતી ચિતામાં, શ્વેત ચંદ્રિકાના પવિત્ર તેજમાં, સુખડની સુગંધ સાથે પોતાનો પુનિત દેહ બહેને પ્રભુને આપ્યો છે. એક પછી એક સ્નેહીઓ અને બાલકુસુમો આ ધર્મશાળા મૂકી પ્રભુના આદેશને ટહૂકો આપી પ્રભુના ધામમાં સીધાવ્યાં છે. ત્યાં મૃત્યુનો ભય શો ? જે દ્વારમાં ગયાથી પ્રભુની પરમ શાંતિ મળે છે, થાકેલા હૃદયને વિસામો મળે છે અને સ્નેહીઓના પુનઃદર્શન થાય છે તે દ્વાર–તેના જેવો મુકિતમાર્ગ બીજો ક્યાં મળશે ?








અમેરિકાના એક સાપ્તાહિકમાં નીચેનું એક સુંદર કાવ્ય આવ્યું હતું:—

Said the old men
to the young men,
"Who will take arms
to be free?"
Said the young men
to the old men,
"We."

Said the old men to the young men,
"It is finished, you may go."
Said the young men to the old men;
"No."
Said the old men to the young men,
"What is there left to do ?"
Said the young men to the old men,
"You."

એનો સારાંશ મારી ભાંગીતૂટી ભાષામાં મૂકું છું:—

વૃદ્ધોએ યુવકોને કહ્યું:

"સ્વતંત્રતાને માટે હથીઆર કોણ લેશે ?"

યુવકોએ વૃદ્ધોને કહ્યું: "અમે."

વૃદ્ધોએ યુવકોને કહ્યું: "તે કામ પૂરું થયું છે. તમે જાઓ."

યુવકોએ વૃદ્ધોને કહ્યું: "ના."

વૃદ્ધોએ યુવકોને કહ્યું: "હવે શું કરવાનું બાકી છે ?"

યુવકોએ વૃદ્ધોને કહ્યું: "તમે."

આ નાનકડા કાવ્યમાં યુવકોનો બળવો આલેખાયલો છે. ૧૯૧૪માં જ્યારે દુનિયાનો મહાવિગ્રહ શરૂ થયો ત્યારે ઈંગ્લાંડ અને તેનાં મિત્રરાજ્યોએ અને જર્મની અને તેના

મિત્રરાજ્યોએ પોતપોતાની પ્રજાઓ અને તેમાં પણ યુવાન પ્રજાજનોની લાગણીને સ્પર્શે તેવી યાચનાઓ બહાર પાડી, દેશાભિમાન, સ્વતંત્રતા, સલ્તનત, ગરીબ અને નાની પ્રજાઓના હકકોનું સંરક્ષણ વગેરે યુવકોના હૃદયને સ્પર્શે તેવી દલીલો વાપરવામાં આવી.

યુવકોએ લડાઈનું કારણ ન પૂછ્યું. એમણે ન પૂછ્યું કે "લોહીની નદીઓ વહેવડાવ્યા વિના બીજો માર્ગ જ ન હતો ?" યુવકહૃદયમાં ઉમદા, પવિત્ર અને વિશાળ ભાવનાઓ હોય છે તે ભાવનાને અનુસરીને માની હાક વાગી—સ્વતંત્રતાની હાક વાગી—ગરીબોની હાક વાગી કે કુરબાની કરવા સેંકડો નહિ, હજારો નહિ, પણ લાખો યુવકો પોતાની પ્રિયતમાને મળવા જતા હોય તેમ ગીત ગાતા પોતપોતાના રાષ્ટ્રીય ઝૂંડાની પાછળ નીકળી પડયા. દેશદેશથી, ગામેગામથી યુવકો તે વિરાટ કતલખાનામાં મનુષ્યના લોહીને માટે તલસતી ભૂમિની તૃષા છીપાવવા નીકળી પડયા. કોઈ માની ગોદમાંથી, કોઈ પ્રિયતમાની ભેટમાંથી, કોઈ પત્નીની સેવા અને આંસુમાંથી, કોઈ હસતાં બાળકોની નિર્દોષ રમતમાંથી વિખૂટા થઈને, તે મેઘધનુષ્યના સોનેરી રંગો પકડવા દોડયા. યાદવાસ્થલીમાં ગયા, ત્યાં મેઘધનુષ્યના રંગ ન હતા. ત્યાં તો ભાઈ ને ભાઈની કતલ હતી, ભાઈના

લોહીથી શરીરને રંગવાનું હતું. છિન્નભિન્ન થઇ ગયેલાં શરીરે "મા, મા" બૂમ મારતા, મૂછનો દોરો પણ ન ફૂટેલ એવા કોમળ ચહેરાની છેલ્લી ઘડીની ફાટેલી આંખો દાબવાની હતી અને દયા તેમજ પ્રેમ ભૂલી જવાનાં હતાં.

ધીમે ધીમે ખબર પડવા માંડી કે જુદાં જુદાં રાજ્યોનાં વૃદ્ધ રાજ્યદ્વારી પુરૂષોએ અને મોટાં મોટાં કારખાનાવાળાઓએ આ આગ સળગાવી હતી અને તેમાં બલિદાન તરીકે યુવકોને હોમવામાં આવતા હતા. જે પ્રમાણે કોઈ ગામડાંના મેળામાં જુદા જુદા તમાશા હોય છે અને તે તમાશાની બહાર એક બે જણા નાચતા કૂદતા બધાને આમંત્રણ કરે છે કે: "અંદર આવો! અંદર આવો!" તેમ આ જુદા જુદા રાજ્યદ્વારી પુરૂષો બૂમો મારે છે કે: "આવો, આવો! અમે સ્વતંત્રતાને માટે લડીએ છીએ. અમે દેશને માટે લડીએ છીએ." આ બૂમોથી આકર્ષાઇ જુદા જુદા દેશના લશ્કરોમાં યુવકો લઢયા અને મોડેથી, બહુ અસૂરેથી તેઓને જણાયું કે તેમને તો માત્ર શેત્રંજના પ્યાદાં તરીકેજ ગણવામાં આવ્યા હતા. અને જે જે વચનો આપવામાં આવ્યાં હતાં તે તે બધાં રાજયદ્વારીઓના મનને તો કાગળના ટૂકડાઓજ હતા. વૃધ્ધોએ જગતનું બંધારણ એવું કરી મૂકયું હતું કે આવી યાદવાસ્થલી વગર પ્રજાપ્રજા વચ્ચેના પ્રશ્નોનો નીવેડોજ ન આવી

શકે. તેઓ યાદવાસ્થલી વહેલી લઇ આવ્યા, યુવકોને તેમણે બલિદાન તરીકે હોમ્યા અને આ હીણભાગી દુનિયા ! સુલેહનાં કોલકરારો કરવાનું કામ પણ તેમને જ સોંપવામાં આવ્યું !

જે પ્રમાણે તેઓએ લડાઈની આગલી પરિસ્થિતિ અને યાદવાસ્થલી નીતિશાસ્ત્રથી વિરૂદ્ધ, જનતાના હિતની વિરૂદ્ધ, દયા અને ન્યાયની વિરૂદ્ધ, નવી પ્રજાની વિરૂદ્ધ ચલાવી હતી તે પ્રમાણે સુલેહના કોલકરારો પણ તેમણે તેવાજ બનાવ્યા. યાદવાસ્થલી પૂરી થયા કેડે જનતાને ઉમેદ હતી કે વેર જશે, ઝેર જશે અને શાંતિ પ્રસરશે. લૉઇડ જ્યોર્જ જેવા કત્લખાનાના ઉપદેશકોએ વચન આપ્યું હતું કે એમની માતૃભૂમિ વીરોને યોગ્ય થશે. પણ સુલેહથી તો ઊલટાં વેર વધ્યાં. યુરોપના બધા દેશોના ગરીબ લોકો ઉપર દુઃખનો બોજો વધ્યો. હજારોની સંખ્યામાં બાળકોનાં મૃત્યુ થયાં અને એક ભયંકર લઢાઇ પછી લઢાઈના મેદાનનો જેવો દેખાવ થાય તેવો દેખાવ યુરોપનો થયો. યુવકોએ બહુ ખમ્યું હતું, બહુ ત્યાગ કર્યો હતો. વધુ દુઃખ તેઓથી સહન થઇ શકયાં નહિ. તેઓને ખાતરી થઇ કે જગતની ચાવી વૃદ્ધોના હાથમાં જ રહેશે તો ભવિષ્યમાં લોહીનો અને વેરનો પંથ ચાલુજ રહેવાનો. હજી લડાઇનો પ્રચંડ દાવાનળ બૂઝાવાને થોડાં વર્ષ પણ થયાં નથી, તેટલામાં તો

યુરોપના તરવારીઆ રાજ્યદ્વારીઓ શાંત ચિત્તે બીજા દાવા-નળની વાત કરી શકે છે. ઝેરી ગેસ અને સાઠ માઇલથી પણ દૂર જતા તોપોના ગોળા કરતાં પણ વધુ કાતિલ, ઝેરી અને નાશકારક હથીઆરો શોધી કાઢવામાં દરેક પ્રજા એકે-કની સાથે હરીફાઈ કરે છે. અને લાખો રૂપિયા તો શું, પણ બલ્કે કરોડો રૂપિયા એજ યુદ્ધના દેવને આરાધવામાં ખર્ચ-વામાં આવે છે.

યુવકો આ સર્વ જુએ છે, પોતાના બહેનભાઇઓની ભયંકર ગરીબાઇ પણ જુએ છે. તેથીજ એમણે વૃદ્ધો સામેનો બળવો શરૂ કર્યો છે. પોતાનું જીવન, પોતાનો સ્નેહ, પોતાનો પ્રેમ, જનતા તરફની પોતાની લાગણી એ સર્વ હવે ફરીથી કાદવ અને લોહીમાં ન ખરડાય તે માટે જગત ઉપરનો કાબૂ તેઓ વૃદ્ધો પાસેથી લઇ લેવા માગે છે. આ ચળવળ બધા દેશોમાં શરૂ થઇ છે. કેટલેક ઠેકાણે હજી સુધી એ અવ્યક્ત દશામાં છે. પણ જે અવ્યકત છે તે વ્યકત કરતાં પણ અમુક રીતે લાભકારક છે; કારણ કે વ્યકતની પ્રગતિ અને જુદી જુદી જાતના ઘોઘો જાણી શકાય છે ત્યારે અવ્યકતતા મનોદશામાંજ રહેલી હોઇને ધીમે ધીમે ધુંધવાયા કરે છે અને કયારે ભડકો લઇ ઊઠે તે કોઇથી કળી શકાય તેમ નથી. ઉપરના કાવ્યમાં યુવકો જવાબ દે છે

કે "હવે તો અમારે તમારી જોડેજ યુદ્ધ આદરવું રહ્યું." બળવાનું રણશિંગડું વાગી રહ્યું છે. આ યુદ્ધ એક જ દેશ કે એક જ પ્રજા કે એક જ જાતિનું નથી. દરેક દેશમાં, દરેક પ્રજા અને સ્ત્રી તેમજ પુરૂષ વૃદ્ધોના આ ઝારશાહી તંત્ર સામે બળવો ઊઠાવી રહ્યાં છે. પણ એ બળવો લોહી અને વેરનો નથી, કારણ કે બળવાખોર ભાઈબહેનો તેમાં માનતાં નથી. તેઓ તો સ્નેહ અને પ્રેમમાં માને છે અને અખિલ જગતને પ્રેમના અહાલેક સુણાવી આ ભૂમિ ઉપર પ્રભુનું રાજ્ય ઉતારવા માગેછે.



# એક પ્રશ્ન



એક કવિ લખી ગયેલ છે કે આ દુનિયા તો એક ધર્મશાળા છે; જ્યાં આપણે સાંજે ભેગાં મળીએ છીએ અને બીજે દિવસે સવારે પરોઢીએ તો એકેકને 'રામ રામ' કરી જુદે જુદે માર્ગે ચાલી નીકળીએ છીએ. સંધ્યાકાલના ઝાંખા તે-જમાં મળીએ ત્યારે એકેકની મુખમુદ્રાની રેખાઓ પણ

આંખોજ દેખાય છે. ક્વચિત્, આસપાસ વૃક્ષોની ઘટાવાળાં તળાવનાં ઊંડાં પાણી સમી ઊંડી આંખો જોવામાં આવે છે. તે આંખોમાંથી દ્રવતું દુઃખ જોઇ હૃદય દ્રવે છે. આખી રાત સપનામાં તે આંખોજ આવ્યા કરે છે. તે આંખોની પાછળ આત્મા કેવો હશે તે કુતૂહલ ઝામે છે, પણ કુકકુટ-રાજના ટહુકાથી રાત્રિની સુષુપ્તાવસ્થામાં ભંગ પડે છે અને મુસાફરીની તૈયારી કરવા બધાં લાગી જાય છે. સૂર્યના કિરણોથી પૃથ્વી તેજોમય થાય તે પહેલાં તો ગાડાં જોડાઇ જાય છે. ગાડાંના આછા ઘુમટમાંથી પ્રભાતનાં તેજ અને રાત્રિના અંધકારની રસમય સંધિમાં પેલી ગેબી આંખો દેખાય છે અને ગાડાંઓ પોતપોતાને માર્ગે ચાલ્યાં જાય છે. દુનિયાનો સંબંધ પૂરો થયો. સૈકાઓ પછી જેમ એક તારો બીજાને માર્ગે આવી તેને મળે છે તેમ એક મનુષ્યાત્મા હજારો વર્ષ પછી ક્ષણભર બીજા આત્માને મળે છે. આંખોનું તેજ એકેક ઉપર પડે છે અને એટલામાં તો ન રોકાતી, ન ઉથાપાતી વિધિની પ્રગતિ, જેમ એક તારાને વિશ્વમાં લાખો જોજનો દૂર લઇ જાય છે તેમ, મનુષ્યાત્માને દૂર દૂર લઇ જાય છે. 'ફરી મળાશે ?' એવો ભોળો પ્રશ્ન પૂછીએ છીએ તો કવિઓના પક્ષીની પેઠે અંધકારમાંથી જવાબ મળે છે: "કદી નહિ, કદી નહિ !"

સુએઝની નહેરમાંથી સ્ટીમર પસાર થતી હતી. બેઉ બાજુએ રેતીનું રણ હતું. શિયાળો હતો એટલે તે રણ ભયંકર લાગતું ન હતું. પણ સેંકડો ગાઉથી આવતી, જીવન ચેતન અર્પતી, તેની પવનલહરીઓ ચાલી આવતી હતી. સ્ટીમરની ગતિથી બન્ને બાજુએ પાણી ઉછળી, મોજાં થઇ કિનારે અથડાતાં હતાં. દૂર દેખાતી શીળા છાંયડાની જગ્યાઓ આત્માને અને શરીરને ખેંચતી હતી અને વર્તમાન જીવનનાં દુઃખો, આકાંક્ષાઓ ભૂલી, તે લીલા વનમાં ફકીર થઇ જીવન ગુજારવાની તૃષ્ણા ઘડીભર થઇ જતી હતી. નહેરને થોડે થોડે અંતરે, કિનારા ઉપર સ્ટેશનો આવેલાં હોય છે, તેમાંનું એક સ્ટેશન આવ્યું. સ્ટીમર તો શાંત ગંભીરતાથી ચાલી જતી હતી, પણ તે સ્ટેશનની વાડીમાંથી ઉપર જેવું ભૂરૂં આકાશ હતું તેવુંજ ભૂરૂં વસ્ત્ર પહેરેલ બાલિકાએ પોતાનો રૂમાલ ફડફડાવ્યો. ન એ બાલિકા સ્ટીમર ઉપરનાં મનુષ્યોનાં મુખ જોઇ શકે, ન એ માનવીઓ તે બાલિકાને સ્પષ્ટ નિરખી શકે. પણ આસપાસના અરણ્યની શૂન્યતામાં, પોતાનીજ જાતનાં ભાઇબહેનોનું દૃશ્ય જોઇ તેના હૃદયમાં લાગણી થઇ આવી. સ્ટીમર ઉપર ઉભેલાં કેટલાક મનુષ્યોએ પણ પોતાના રૂમાલ હલાવ્યા અને સ્ટીમર તે સ્ટેશન છોડી દૂર દૂર ચાલી ગઇ. અંધકારમાંથી તેજ અને

તેજમાંથી અંધકાર! કાળને ક્યાં સીમાડાઓ હોય છે! ઘણાં વર્ષો જીવન ગાળ્યા પછી દૂરના કિનારા ઉપરથી આવતી ક્ષણિક સુગંધરૂપ બીજા આત્માનું મળવું–અને બીજીજ ક્ષણે કાળનાં ન માપી શકાય તેવાં કોતરોમાં,–તે સ્ટીમર તે ઉપરનાં માનવીઓ–તે બાલ્ય–તે રૂમાલ !

+ + +

રેલ્વે ટ્રેન અટકી અને જાગી ઊઠાયું. ગામડાંનું નાનું સ્ટેશન હતું. સ્ટેશન ઉપર અને આજુબાજુ ભયંકર શાંતિ હતી. ન હતું કોઇ ઊતરનાર કે ન હતું કોઇ ચઢનાર; કારણ કે તે સ્ટેશને ગાડી ઊભી રહેવાની ન હતી, પણ માત્ર કોઇ અણધારી અડચણને લઈનેજ ઊભી રહી હતી. સ્ટેશન ઉપરના દીવા પણ ઝાંખાજ બળતા હતા. તે આખી જગ્યાના માલીકરૂપ એક પુરૂષ હતો. તે પણ એક ફાનસ સાથે દૂર જોવામાં આવતો હતો. થોડી વાર પછી નજદીક આવતી બીજી એક ટ્રેનનો અવાજ સંભળાયો અને એક ટ્રેન પાસે આવીને ઊભી રહી. મારા ડબ્બાની સામે જ જે ડબ્બો હતો તેમાં આટલી મોડી રાતે પણ દીવો બળતો હતો. બેઠક ઉપર માથું નાખી, જમીન ઉપર ઘૂંટણીએ પડી એક બહેન પ્રાર્થના કરતી હતી. સામે ગાડી જોઈને તે કંક ગભરામણમાં ઊભી થઇ. તેની આંખો આંસુથી ભરેલી હતી. હાવાઇ

બેટમાં એક અહોનિશ બળતો જ્વાળામુખી છે. તેને ત્યાંના વતનીઓ માતા કહે છે. આ બળતા જ્વાલામુખીને જોનારના મુખ અને હૃદયમાં તેના બળતા અંગારાના પ્રતિબિંબ પડે છે. તે બહેને જાણે તે જ્વાલામુખી જોયો હોય તેમ તેની મુખમુદ્રા ઉપરથી લાગતું હતું. તે બળતા અને ધગધગતા લાવાથી તેનું હૃદય બળી ઊઠયું હોય તેવી તેની પ્રતિમા હતી. આ દૃશ્ય સાચું હતું કે સ્વપ્ન માત્ર હતું એવા વિચારમાં છું, ત્યાં ગાડી ઊપડી અને તે જ્વાળામુખીનું પ્રતિબિંબ, તે આંસુઓ, તે દુઃખ, સૌ વિશ્વમાં વિલીન થઇ ગયાં. જીવનની અસંખ્ય છોળોમાંથી એક છોળ મારા કિનારા ઉપર અથડાઈ અને સમુદ્રનું મોજું બીજીજ પળે જેમ સમુદ્રમાં વિલીન થાય છે તેમ તે છોળોમાંનું કૈં રહ્યું નહિ. અંધકારમાં દોડયાં જતાં ખેતરોની પરંપરા એ વિધિની ઘટનાની સંજ્ઞારૂપ જણાઈ.

× × ×

આ પ્રમાણે આત્માઓ ક્ષણભર મળે છે અને પછી હંમેશને માટે કાલાબ્ધિમાં વિલીન થાય છે. એ પ્રમાણે કેટલાક આત્માઓ થોડાં વર્ષ મળે છે, પ્રેમથી જોડાય છે અને પાછા વિધિની ઘટનાએ જુદા થઈ સૌ સૌને માર્ગે ચાલ્યા જાય છે. પ્રભુના દરબારે ક્ષણ શું અને વર્ષ શું?

કહે છે કે બ્રહ્માનું વર્ષ તે આપણા લાખો વર્ષ જેવડું છે. એક ક્ષણનું મિલન તે વર્ષો સુધી લંબાય છે, ક્ષણનું આકર્ષણ વર્ષો સુધી સ્નેહમાં અને કદાચ સ્નેહ પલટી ઝેરમાં પલટાય છે; પણ આખરે તો ધર્મશાળામાંજ મળવાનું રહ્યું. થોડા વટેમાર્ગુ એક રાત રહીને ચાલ્યા જાય છે, થોડાએક વધારે રાત કાઢે છે. જીવનમાં કેટલાય વટેમાર્ગુ મળે છે. તેમાંના કેટલાકની સાથે સ્નેહથી જોડાઇએ છીએ અને જેમ જેમ માર્ગ કાપતા જઇએ છીએ અને યાત્રા લંબાવતા જઇએ છીએ, તેમ તેમ છૂટા પડતા વટેમાર્ગુ હૃદયમાં ઘા મૂકતા જાય છે. ટૅંટેલસને શાપ હતો કે તે પાણી જુએ, પણ પી શકે નહિ. એ જ પ્રમાણે માનવજાતિને શાપ લાગે છે કે પ્રેમ જુએ પણ અનુભવી શકે નહિ. પ્રેમ અને સ્નેહ માટે તલસતાં હૃદય · સ્નેહભીની આંખે જુએ છે એટલામાં તો "રામ રામ" કહેવાનો વખત આવે છે, રૂમાલ ઉડાડવાનો સમય આવે છે કે રડતી આંખોને છેવટનું એક દર્શન આપવાની ઘડીજ પાસે આવે છે. કોઇક વખત એમ થાય છે કે યાત્રા નહિ લંબાવીએ; મુસાફરીનો શોખ પૂરો કરીએ. પણ વિધિ તેમ ન કરવા દે. સૂર્ય જગતને તેજોમય બનાવે તે પહેલાં તે તો હાકલ મારી રહી છે કે "ચાલો, ગાડાં ખોટી થાય છે." કોઇ બહેન, ભાઈ,

સ્નેહી કદાચ થોડી મજલ સાથે સથવારો સાધે, એકાદ બે ધર્મશાળામાં સાથે આવે ત્યાં તો તેમનો માર્ગ જુદો થાય.

ઘણી વાર પ્રશ્ન થાય છેઃ પ્રભુએ એક રાજમાર્ગ—એક પ્રભુમાર્ગ કેમ ઘડયો નથી? અને આટઆટલા માર્ગ શાના? જો આટઆટલા માર્ગો, તો પછી થોડાંએક સ્નેહીઓનો પણ માર્ગ એક કેમ નહિ? આટઆટલી ધર્મશાળાઓ, તો એક ધર્મશાળામાં ઉતારો કેમ નહિ? અને જો એક માર્ગમાં સાથે ચાલવા, એક ધર્મશાળામાં સાથે રહેવા આટલો અલ્પ સમયજ પ્રાપ્ત થાય છે, તો તે અલ્પ સમયમાં પણ આંખો-માંથી અને હૃદયમાંથી પ્રેમ અને સ્નેહ જ કાં ન વહે? અને તે અલ્પ સમયને પણ વિષમય બનાવતું કાતિલ વિષજ શાથી અને કયાંથી ઝરે?








ગુજરાતના એક કવિએ એક બાળાને આલેખેલી છે જે ભગવાં નિરખીને ડરે છે. ભગવાં જોઈ અને અહાલેક સાંભળી ઘણાં મનુષ્યો ડરે છે, ઘણાં બળે છે. તે જ પ્રમાણે મનુષ્યશરીર જોઇને પણ ઘણા ડરે છે. ભર્તૃહરિની પેઠે અનેક મનુષ્યોએ શરીરને નરકની ખાણની અધમ ઉપમા આપેલી

છે અને આ લેખકોનો મોટો ભાગ પુરૂષવર્ગનો હતો એટલે આ ઉપમા એમણે સ્ત્રીઓને પણ લાગુ પાડી દીધી. સંન્યાસ અને ત્યાગની ફીલસુફીને એટલી હદ સુધી લઇ જવામાં આવી કે શરીર તરફ પ્રેમ દાખવવો, શારીરિક ક્રિયામાં રસ લેવો, શરીરને સુંદર અને સ્વચ્છ બનાવવું એ સર્વ પાપમય ગણાવા માંડયું. પરિણામે સાધુઓમાં પણ એવા વર્ગો અસ્તિત્વમાં આવ્યા કે જેઓ શરીરને રીબાવતા, દુઃખ દેતા, સ્વચ્છતા તેમજ સુંદરતાને દૂર રાખતા અને શરીરને આવી રીતે દુઃખ દઇ આત્માની ઉન્નતિ અને મોક્ષ સાધવાનો મોહ રાખતા. શરીરની ઉત્પાદક શક્તિને ખાસ પાપમય ગણવામાં આવતી અને પુરૂષ અને સ્ત્રી વચ્ચેના પ્રેમ અને તે શક્તિથી થતા સઘળા માનસિક અને શારીરિક ફેરફારોને પણ પાપમય તેમજ આત્માની ઉન્નતિની આડે આવનાર તરીકે ગણવામાં આવતા. એમની સંકુચિત દ્દષ્ટિમર્યાદામાં આખી દુનિયાનો ઇતિહાસ નહિ આવ્યો. પ્રભુની સર્જનશકિત ભૂલાઈ ગઇ. જગતની પ્રેમના પોષણથી થયેલ ઉન્નતિ વિસરાઈ ગઈ.

લંડનમાં બે સહાધ્યાયી હતાઃ એક ગરીબનો પુત્ર અને બીજો તવંગરનો પુત્ર. બન્નેએ પોતાની કેળવણી પૂરી કર્યા પછી, તેમનાં માબાપોએ તેમને યુરોપની મુસાફરી કરવા મોકલ્યા. તેઓ પાછા આવ્યા પછી તવંગરે પોતાના

પુત્રને પૂછ્યું: " બેટા, શું જોયું ?"

પુત્રે જવાબ વાળ્યો: "કાદવ, કાદવ."

ગરીબ માણસે પોતાના પુત્રને પૂછ્યું: "બેટા, શું જોયું ?"

દીકરાએ જવાબ આપ્યો: " પિતાજી ! રોમનો ઇતિહાસ તેનાં દેવળો અને ખંડિયેરોમાં જોયો. પ્રકૃતિની સુંદરતા સ્વિટ્ઝરલેંડના પર્વતોમાં જોઇ. કલાની અનુપમતા ઇટાલીમાં જોઇ. સ્ત્રીનું સૌંદર્ય ફ્રાન્સની રંગભૂમિ અને નૃત્યભૂમિ ઉપર જોયું."

એક યુવક કદાચ શોધવાજ ગયો અને તેને કાદવજ મળ્યો. બીજો સુંદરતાનો ઉપાસક હોઇ સૌંદર્ય શોધવા ગયો અને તેને સૌંદર્યજ મળ્યું. તારાઓને જોતાં કાદવ જણાતો નથી. કાદવ જોતાં તારા જણાતા નથી. ભ-તૃંહરિએ સ્ત્રીના દેહમાં માંસ અને હાડકાંજ જોયાં. વિલિયમ એટી નામના મશહૂર ચિત્રકારે અને વિલિયમ બ્લાટ નામના કવિહૃદયે (ઓગણીસમી સદીના ત્રણ દીવાનાઓમાંનો એક) તે જ શરીરમાં દિવ્યતા જોઇ, તે સુકોમળ, જ્વલંત ત્વચામાં પ્રભાતના સુવર્ણ રંગો આલેખાયલા નિરખ્યા, તે નગ્નતામાં આત્માની પવિત્રતા અને પ્રભુની સુંદરતા દીઠી. દુનિયાથી દાઝેલા અને પ્રેમના જખમો ખાધેલા રાજકવિએ પોતાના

લોહીવહેતા ઘા બધે જોયા અને પ્રેમની રાખમાંથી ઉત્પન્ન થયેલ ધિક્કારથી છલકાતી આંખોથી વિશ્વને જોયું. પોતાના વ્યક્તિગત દુઃખથી મનુષ્ય અમૃત પણ ઉત્પન્ન કરી શકે છે, તેમ ઝેર પણ ઉપજાવી શકે છે.

જ્યારે ક્રુસની ભયંકર વેદનામાંથી પણ પ્રભુ ખ્રિસ્તે બૂમ મારીને કહ્યું કેઃ "પિતાજી! આ મનુષ્યોને ક્ષમા કરશો કારણ કે પોતે શું કર્યું છે તે એઓ સમજ્યા નથી." ત્યારે એણે પોતાના દુઃખમાંથી અમૃત બનાવ્યું. જ્યારે ભર્તૃહરિએ પોતાની પત્નીના સ્ખલનથી સારી સ્ત્રીજાતિને પાપની ખાણ કહી અને સ્ત્રી તેમજ પુરૂષના શરીરને વિષય-વાસનાથીજ ભરેલું જોયું ત્યારે તેણે પોતાના દુઃખમાંથી ઝેર બનાવ્યું અને આ ઝેર તેણે દુનિયાના અખૂટ, શાશ્વત, પ્રભુપ્રેરિત, અહોનિશ વહેતાં પ્રેમનાં ઝરણામાં નાખી આખા ઝરણાંને વિષમય બનાવવાનો યત્ન આદર્યો. પ્રકૃતિની સામે આવા યત્નો ઘણી વાર થયેલા છે. પરંતુ તે તો દેવી છે, જગજ્જનની છે. તેના ઉપર આવા યત્નોની કશી અસર થતી નથી. જગતનું ઉત્પત્તિશાસ્ત્ર તેનાજ હાથમાં છે અને તે કેવી રીતે સુંદરતાભરી વ્યવસ્થાથી ચાલે છે તેટલુંજ જોવાની તે કાળજી રાખે છે.

બાઇબલની કથામાં પહેલા પુસ્તકમાંજ મનુષ્યના સંબં-

ધમાં ઉત્પાદક શક્તિ અને શરીરનું કથન કરવામાં આવેલ છે અને તે પણ પ્રભુની સૌથી મોટી કૃતિ તરીકે. વિજ્ઞાન-શાસ્ત્ર પણ એમજ કહે છે. જડ પદાર્થોમાં તો ઉત્પાદક શક્તિ હોતીજ નથી. વનસ્પતિઓમાં એ શક્તિ સુંદર રીતે, પણ ચેતનરહિત રહેલી છે. પ્રાણીઓમાં ચેતન પણ હોય છે પરંતુ મનુષ્યોમાં મન, આત્મા અને શરીર સાથે અદ્ભુત રીતે સંકળાયેલ આ શક્તિ જોવામાં આવે છે. આ પ્રમાણે આ શક્તિ નીચેથી ઊંચે લઈ જાય છે, ભૂમિ ઉપરથી આકાશમાં જવાનો માર્ગ છે. બાઇબલના પહેલા પુસ્તકમાં જણાવેલ છે કે: "અને પ્રભુએ કહ્યું: 'મારા પ્રતિબિંબ રૂપે મનુષ્યને કર્તવ્ય કરવા દો.' અને પ્રભુએ પોતાના પ્રતિબિંબ રૂપે પુરૂષ અને સ્ત્રીને બનાવ્યાં."

ધર્મ અને વિજ્ઞાનશાસ્ત્રની ભૂમિકા ઉપરથી શરીર આ પ્રમાણે ઉત્પાદક શક્તિની પવિત્ર અને મહાન સંજ્ઞારૂપ છે અને પ્રભુ જે આ જગતનો સર્જનહાર છે, જગજ્જનની છે, પિતા છે તેમજ માતા છે તે પ્રભુના આત્મા રૂપજ આ ઉત્પાદક શક્તિ છે. વિશ્વના આરંભથી જેણે સર્વ રચ્યું, અસંખ્ય તારા અને સૂર્યમંડળો બનાવ્યાં, જગતને ભડભડ બળતા સૂર્યથી છૂટું કરી તેમાં જીવન મૂક્યું અને તે જીવન અનેક પ્રકારના જીવોમાં ઝળક ઝળક થતું, ચમકતું, આજ

લાખો વર્ષોથી કવિઓ, ફીલસુફો, પયગંબરો અને પ્રેમીઓ-માંથી સૂર્યની પેઠે પ્રકાશવા માંડયું છે, તે જીવનશક્તિ પ્રભુના પ્રેમ સમા મનુષ્યોમાં રહેલ ઉત્પાદક શક્તિમાં પણ ફોરી રહી છે, અને એ જ સમાનતા—એ જ સર્વવ્યા-પકતામાં સ્ત્રી કે પુરૂષ પ્રભુમય થાય છે.

સૌથી ઉત્તમ મનુષ્ય જ્યારે પડે છે, ત્યારે તે પ્રસંગ સૌથી ભયંકર છે. દુનિયાના પામર મનુષ્યો પાપ કરે છે ત્યારે પ્રભુનું દિલ દુઃખાય છે પણ ધરતીકંપ થતો નથી; પણ જ્યારે સાધુનું પતન થાય છે ત્યારે ધરતીકંપ થાય છે. આ જ પ્રમાણે જ્યારે સામાન્ય ઇમારત ખરાબ થાય છે, ત્યારે સામાન્ય હોનારત જ ગણાય છે; પણ જ્યારે પ્રભુમંદિર કલંકિત થાય છે ત્યારે મહાપાપ થાય છે. પ્રભુની ઉત્પાદક શકિતનો સર્વોત્તમ નમૂનો જે મનુષ્ય-શરીર, તે મંદિર છે અને એ શરીરથી પાપ થાય તે પ્રભુમંદિરને અપવિત્ર કરવા સમું છે.





# પવિત્ર નમ્રતા

પ્રકૃતિને જીવનતત્વ ઘણું વહાલું છે. આ સૃષ્ટિમાં જીવનતત્વને ચાલુ રાખવાને માટે પ્રકૃતિએ ભગીરથ યત્નો કર્યાં છે. દુનિયાનો મંત્ર જીવ-નનો છે. આ મંત્ર પાછળ પ્રેરણા શી છે–તે મંત્રનો અંતિમ હેતુ શો છે તે તો પ્રકૃતિના ગૂઢ પ્રશ્નો છે. પરંતુ પોતાની પ્રેમદોરીથી એ બધાંને

દોરે છે અને એને માયા કહો, કે શક્તિ કહો, એણે આ પૃથ્વી ઉપર પોતાનું સામ્રાજ્ય સ્થાપી દીધું છે. પ્રકૃતિની સામે બાથ ભીડવાને ઘણા પ્રયત્નો થયેલા છે, તેની સત્તા તોડવાને તેના સ્વીકારેલા સિદ્ધાંતોની સામા યુદ્ધ આદરવામાં આવેલું છે અને તે સિદ્ધાંતો ખોટા છે એમ પુરવાર કરવાની કોશિષો પણ થઈ છે. જીવનતત્વની રક્ષા અને તેનો ઉત્કર્ષ, જીવનના હૃદયની ભાવનાઓ અને આત્માની તીવ્ર ઉત્કંઠા એ સર્વ પ્રકૃતિના સિદ્ધાંતો છે. આ જીવનતત્ત્વને પ્રેમ રૂપે સંબોધી ધર્મમાં ઉચ્ચ સ્થાન આપવામાં આવેલું છે. પણ પ્રકૃતિમાં જેમ વહાલના ટહુકા છે તેમ તેમાં તીવ્ર ઘા પણ છે. મનુષ્યની પ્રકૃતિ છે કે પોતાના શરીરને સહેજ પણ દુઃખ થતું હોય તો આખી દુઃનિયાને દુઃખી માને છે. સ્નેહીનું અવસાન થયું હોય તો સૂર્યદેવ રડતા લાગે છે અને સૂર્યાસ્ત સમયે યુદ્ધ ચાલતું હોય તો સૂર્યદેવ ગુસ્સામાં અસ્ત થયા એમ માનવામાં આવે છે. ખરૂં જોતાં સૂર્યદેવ ગુસ્સે પણ થતા નથી, ખુશી પણ થતા નથી, તેમ રડતા પણ નથી. એ તો પોતાનું નિયમિત કાર્ય કર્યા જાય છે.

જીવનતત્વની જે ચીસ છે—જે વેદના છે, તે પ્રેમરૂપે આખી દુનિયાનાં સ્રીપુરૂષોનાં હૃદયોને સમુદ્રમાં થતાં તોફાનની માફક હોડે ચઢાવે છે. તે જીવનતત્વથી કેટલાએકને

દુઃખ પણ થાય છે. મૃત્યુ એ પણ જીવનનો અનુય ્ય છે. અને સ્નેહીઓ આ દુનિયાનો કિનારો છોડીને હોડી હંકારે છે ત્યારે પણ વિયોગ સાલે છે. જીવનમાં સુખ અને દુઃખ રાત અને દિવસની માફક જોડાયેલાં છે.

કેટલાક વિચારકોએ માન્યું કે પ્રકૃતિએ સોંપેલાં દુઃખમાંથી છૂટવું હોય તો આ જીવનની ઘટમાળમાંથી પણ છૂટવું જોઇએ અને તે ઘટમાળમાંથી છૂટવાને માટે જીવનતત્વને દાબી દેવું એ એમને સૌથી મોટો અને સરલ ઉપાય જણાયો. તેમનું ધારવું એમ હતું કે જીવનતત્વથી શરીર અને આત્માની ખેંચતાણ છે, પ્રેમનાં ઝગડા છે, પ્રિયતમા પાછળના અલખ છે; અને આ સર્વથીજ શરીરને દુઃખ થાય છે–મનને વ્યથા થાય છે. એ સર્વનો સર્જનહાર તે જીવનતત્વ; એને જ દાબી દઇએ એટલે શાંતિ આપોઆપ મળી રહેશે. જીવનતત્વની ચમક શરીર અને આત્મા એ બન્નેમાંથી દષ્ટિભૂત થાય છે પણ આત્મા તો અણદીઠો છે અને શરીર તો દૃષ્ટ એટલે બધા દોષની જવાબદારી શરીર ઉપર મૂકવામાં આવે છે. પ્રકૃતિની સામે થવા માટે અને જીવનતત્વને દાબી દવા માટે શરીરને ખરાબમાં ખરાબ વિશેષણો લગાડવામાં આવે છે અને શરીરના ભોગે આત્માની પ્રશંસા કરવામાં આવે છે. શરીરમાંથી પાપનો જન્મ થાય

છે, વિષયવાસનાઓની ઉત્પત્તિ થાય છે અને શરીર દ્વારાજ આત્માની ઉન્નતિ થતી અટકે છે. એ પ્રમાણે ફીલસુફો માને છે અને એ જ પ્રમાણે નિરાશાવાદીઓ ગાય છે.

આત્મા અને શરીરને દ્વૈત ગણવાં એ ભૂલભરેલું છે, કારણ કે એ તો અદ્વૈત છે. શરીરમાં આત્માનો વાસ થવાથી અન્યોઅન્ય એકમય થઇ જાય છે અને શરીરને અધમ ગણી આત્માને ઉચ્ચ ગણવો એમાં અન્યાય કરવા જેવું છે. પ્રભુ ખ્રિસ્તે કહ્યું છે કે: " આ શરીર પ્રભુનું મંદિર છે." શરીર દેવનુંજ બનાવેલું છે, દેવનો અંશાત્મા તેમાં વાસ કરી રહેલ છે. પ્રભુની પ્રાર્થના માટે, પ્રભુના કાર્ય માટે શરીર-નોજ ઉપયોગ કરવામાં આવે છે ત્યારે શરીરને પાપના પુંજ તરીકે શા માટે ઓળખવું ? પુરૂષ અને સ્ત્રી એ ઉભય જાતિ પવિત્ર છે અને તેને માટે અપવિત્ર વિચારો કરવા તે એ જાતિની અપવિત્રતા નથી બતાવતું, પણ આપણા પોતાના હૃદયની અપવિત્રતા બતાવી આપે છે. શરીર માટે ખોટા વિચારોનું પ્રતિપાદન કરી જીવનતત્વને હરાવવાની આશા રાખવી એ વ્યર્થ છે. ભગવાન ભર્તૃહરિની પેઠે શરીરને તુચ્છકારી થોડાં મનુષ્યો વૈરાગ્ય સાધે, પણ એથી પ્રકૃતિનો પરાજય થઇ શકવાનો નથી. અરણ્યમાં તપ સાધવા ગયેલા ઋષિમુનિઓ હરણાંઓની પ્રેમચેષ્ટા જોઇ ચલિત થયા, એવાં

દૃષ્ટાંતોથી સાબિત થાય છે કે કોઈ વિરલ વ્યક્તિ ઘડીભર પ્રકૃતિને પરાજય આપે, પણ સ્વાભાવિક નિયમાનુસાર પ્રકૃતિની ઘડીભરની હાર એ પણ અંતે તો એનો વિજય જ ગણાય છે.

ગ્રીક ફીલસુફીમાં શરીરની અવગણના કરવામાં નહોતી આવી. તેનાં કાવ્યોમાં તેમજ કલામાં શરીરને સુંદર દેવ-સ્થાન જેવુંજ ગણવામાં આવતું. અને જેમ દેવસ્થાનને સુંદર અને સુશોભિત બનાવવા અનેક પ્રયત્નો કરવામાં આવે છે, તેમ મનુષ્યદેહને પણ દેવમંદિર જેવો પવિત્ર માની તેને સુંદર, સુદૃઢ અને જીવનથી છલાછલ બનાવવો એ સર્વ મનુષ્યો પોતાનું કર્તવ્ય માનતાં. હિંદુસ્થાનના કલાનાયકો શરીરમાં રહેલાં સત્વ કે આત્માને વધારે પ્રાધાન્ય આપતા એથી ચિત્રકલામાં અને શિલ્પમાં શરીરની સુંદર રેખાઓ બતાવવાના કરતાં તેના અંતરાત્માની સુંદરતા બતાવવાના યત્ન કરતા. શરીરને પાપની ખાણ સમાન ગણવાથી નીતિ વધારે ખીલે છે એવું ધારવું ખોટું છે. નીતિ એટલે જીવન-તત્વને દબાવવું એ નથી; પણ બંગાળની મશહૂર સ્રીકવિ તોરૂ દત્તે કહ્યું હતું તેમ તે તત્વને સારી દિશામાં લઈ જઈ, દુનિયામાં જ રહીને જગતની ઉન્નતિ સાધવામાં રહેલ છે. શરીરને પાપમય ગણવામાં પાપ વધારે થાય છે. શરીરને

પવિત્ર ગણવામાં અને દેવમંદિર જેવું ધારવામાંજ આપણે પુણ્યપંથે વિચરી શકીએ છીએ અને મનુષ્ય જાતિની નીતિની ભાવના ઉચ્ચતર થાય છે. સ્ત્રી કે પુરૂષનું સ્વચ્છ, સુંદર અને તંદુરસ્ત શરીર દુનિયામાં પ્રભુની સર્વ કૃતિઓ-માંની સુંદરમાં સુંદર કૃતિ છે અને તેને નિરખવાથી પવિત્ર વિચારો ઉદ્ભવવાજ જોઇએ.

અમેરિકામાં સીનેમા માટે એક ફીલ્મ ઉતારવામાં આવતી હતી. એમાં એક પ્રવેશ એવો હતો કે હજારો લોકોની સમક્ષ એક શિલ્પી પોતાનું ઘડેલું પૂતળું-એક બાલિકાની મૂર્તિ ખુલ્લી મૂકે. આ પ્રતિમા તરીકે એક સુંદર, યુવાન બાલા અભિનય કરવાની હતી. આ દશ્યમાં ભાગ લેનાર મનુષ્યસમૂહ આસપાસનાં કારખાનાનાં મજૂરોનોજ બનવાનો હતો એટલે સીનેમાની ફીલ્મના ડાયરેકટર અને તે બાલાની માતાને ચિંતા થયા કરતી કે જે ક્ષણે આ બાલા પોતાના કુદરતી સૌંદર્યમાં, વસ્ત્રવિહોણી અવસ્થામાં પ્રતિમા પેઠે ઊભી રહેશે ત્યારે આ માનવમેદનીમાં કેવા વિચારો જાગશે ?

પ્રસંગ લેવાવા માંડયો. હજારો મનુષ્યો વસ્ત્રથી વીંટાયેલ પ્રતિમા આસપાસ એકઠાં થયાં. ડાયરેકટરની આજ્ઞા થઈ. શિલ્પીએ પ્રતિમાને વીંટાયેલ વસ્ત્ર ખેંચી લીધું. યુવાન બાલા પવિત્ર અને પ્રભુમય સૌંદર્યમાં અશિક્ષિત, સંસ્કૃતિ-

વિહોણી માનવમેદનીમાં ઊભી રહી ત્યારે નિઃશબ્દ શાંતિ પ્રસરી રહી. પાપમય હાસ્ય કે કટાક્ષને ત્યાં સ્થાન ન રહ્યું. મજૂરી, તાપ અને દુઃખથી ખરબચડા થઇ ગયેલ મજૂરોમાંથી અનેક મજૂરોના મુખ ઉપર આંસુની ધારાઓ જણાઈ, અને તેમાંના અનેક મનુષ્યો તો પ્રભુની પ્રાર્થના કરવા ઘુંટણીએ પડી ગયા. શરીરની નગ્ન સુંદરતા નિરખી એમના ઉપર માઠી અસર ન થઇ, પણ જાણે પૂર્ણિમાની રાતે ચંદ્રને જોતા હોય, અંધારી રાતે તારલાઓના રૂપેરી ઝુમખા જોતા હોય, પર્વતની ખીણમાં છૂપાયેલ કો નાનાં પણ સુંદર દેવાલયમાં દેવમૂર્તિ સન્મુખ સ્તુતિ કરતા હોય તેમ આ હજારો મનુષ્યોના હૃદયને પ્રભુનો ભાસ થયો. સૌંદર્યથી પ્રભુનું ભાન થાય ત્યારે હૈયાં ભરાઇ આવે છે, આંખમાંથી આંસુ ટપકે છે. જડ પણ ભોળા દિલના મજૂરોને પણ એ જ અસર થઇ. તે બાળા જીવનતત્વની માર્ગદર્શિકા હતી, તેના દીવડાઓ લઈ જગતને અંધારામાંથી તેજમાં લઇ જનાર હતી, શરીર પ્રભુકૃતિ હોઇ પવિત્ર છે તેની સંજ્ઞારૂપ હતી.








પુરાતન પ્રાચીન કાલમાં, હજારો વર્ષ પૂર્વે પુરુષને સ્ત્રી જોઇતી હોય ત્યારે લઢવું પડતું હતું અને પોતાની સ્વીકારી લીધેલ પત્નીને ઘણી વાર ઊંચકીને લઇ જવી પડતી હતી. પ્રકૃતિનું મૂલ તત્વ પોતાની જાતિને પેદા કરવાનું છે. હજારો જુદી જુદી જાતિઓ પેદા કરીને પ્રકૃતિએ મોટામાં મોટાં જના-

વરોથી માંડીને સૂક્ષ્મદર્શક યંત્રથી જોઇ શકાય એવાં ઝીણાં જંતુઓ પેદા કર્યાં. પ્રકૃતિએ માંડેલી આ બાજી પ્રત્યે એનો પોતાનો પક્ષપાત એટલો બધો છે કે એ બાજી પૂરી નહિ થઇ જાય અને હજારો વર્ષ સુધી આ ઘટના સતત ચાલ્યાજ કરે, હજારો અને લાખો જીવ જન્મ પામે, હજારો અને લાખો મૃત્યુ પામે છતાં પણ પ્રકૃતિ પોતાનું તાંડવનૃત્ય એ સર્વની વચ્ચે કર્યા જ કરે. એટલા માટે નાનામાં નાના જીવ શું કે પ્રચંડ જીવ શું—એમનામાં રહેલ માનસિક લાગણી, શારીરિક આકાંક્ષા અને આત્મિક પ્રેરણા પોતાની જાતિમાં વધારો કરવા પ્રત્યેજ છે. આ ઉમળકા અને ઉત્સાહથી પ્રેરાઇને હજારો વર્ષ પૂર્વે પુરૂષ પોતાની પ્રિયતમાને પોતાના ભુજબળથી ઉપાડી જતો. પાછલા કાલમાં હિંદુસ્થાનમાં સ્વયંવરો થતા. યુરોપમાં માશૂકના ગૃહની બારી નીચે ઊભા રહી આશકો મસ્ત સંગીત ગાતા. દુનિયામાં ભયંકર કત્લેઆમ પણ થતી. આશક-માશૂકોના પ્રેમપ્રસંગો જુદા જુદા કાળમાં જુદાં જુદાં સ્વરૂપ ધારણ કરતા, અને કરે છે; પણ તે ઉમળકો, તે ઉત્સાહ અને તે ચેતનતો તે જ કાયમ છે.

મનુષ્ય જાતિમાં સંસ્કાર આવવા લાગ્યા, જ્ઞાન વધવા માંડયું, સાહિત્ય ખીલવા માંડયું એટલે આ જીવનતત્વને

પ્રેમનું નામ આપવામાં આવ્યું. પ્રેમને નામે આ તત્વની એટલી પાર વિનાની સ્તુતિ થઈ છે, કે પ્રેમના જ કવિ શેલીએ કહ્યું છે, કે મનુષ્યોએ આ શબ્દનો ઉપયોગ માઠો કર્યો છે. પ્રેમરૂપે ધર્મમાં પણ આ તત્વને ઉચ્ચ સ્થાન મળ્યું. આ પ્રકારનું સ્થાન મળ્યા પહેલાં પણ શક્તિદેવીની કલ્પના–જગતના ભયાનક અને ભોળા દેવ શંકર અને તેમની પ્રેમાળ, સ્વતંત્ર અને જગજ્જનની તરીકે વિખ્યાત સતી પાર્વતીની કલ્પના પણ આ પ્રકૃતિના પ્રચંડ જીવનતત્વને અપાયેલી જ પૂજા હતી. જીવનતત્વના વિકાસ અને પ્રાબલ્ય એટલાં સમર્થ છે કે ઠંડા મુલકોમાં શિયાળામાં બરફ પડે છે અને પાનખર ઋતુમાં પડેલાં પાંદડાં વગેરેનું આવરણ પૃથ્વી ઉપર ઢંકાઈ રહેલું હોય છે, તે સર્વ પણ જ્યારે વસંત ઋતુ આવે છે ત્યારે દૂર થાય છે અને તે આવરણની નીચે તનમનાટ કરતાં હજારો પુષ્પો જીવનનાં બળવાન તરંગોમાં ઘૂમી રહે છે. જીવન મરતું નથી. જીવનની આકાંક્ષા મરતી નથી, જીવને ઉત્પન્ન કરવાની પ્રેરણા જ્વલંત છે.

લોકવાયકા છે કે પાણીપતના ભયાનક, ખાવા ધાતા મેદાનમાં કૌરવોની માતા પોતાના સો પુત્રોનાં શબ એકઠાં કરતી હતી તેવામાં એને ભયંકર ક્ષુધા લાગી. આસપાસ દૃષ્ટિ ફેરવતાં એક વૃક્ષ ઉપર ફળ જોયાં. પોતાથી એમ ને

એમ પહોંચાય તેમ ન હતું, એટલે એ જ પોતાના વહાલાં પુત્રોનાં શબનો ઢગલો કરી તેના ઉપર ચઢીને એણે ફળ તોડયાં અને પોતાની ક્ષુધા તૃપ્ત કરી. જીવનની આ જ ચીસ છે—આ જ વેદના છે.

એમ કહેવાય છે–અને વિજ્ઞાનશાસ્ત્રીઓ પણ એને ટેકો આપે છે કે–કોઇ મહાયુદ્ધ પૂરું થયા કેડે જન્મતાં બાલકોમાં પુરૂષજાતિનું પ્રમાણ વિશેષ હોય છે. હજારો અને લાખો પ્રાણ જાય કે તરત જ પ્રકૃતિ જીવનનો પ્રવાહ સતત અને અખંડ રાખવા પોતાના યત્નો આદરી દે છે. શ્મશાન વૈરાગ્ય આવે છે અને જાય છે, પણ કુટુંબવેલ કરમાતી નથી. યુરોપના મહાવિગ્રહ પછી ત્યાં હજારો તો શું, પણ લાખો કુટુંબોમાં કોઇનું કોઇ વહાલું ગયેલુંજ હતું અને હૃદયમાં વિયોગના ચીરા પડયા હતા, છતાં પણ મહાવિગ્રહની સમાપ્તિ ઉજવવા લંડન અને પારીસમાં અસંખ્ય સ્ત્રીપુરૂષોએ આનંદની હેલી ઉડાવી. એ અસંખ્ય સ્ત્રીપુરૂષો–પ્રકૃતિનાં બાલકો–લાગણી વિનાનાં હતાં એમ કહેવાની ભાગ્યેજ કોઇ ધૃષ્ટતા કરે; પણ એમને તો પ્રકૃતિ નચાવી રહી હતી.

૧૯૨૧ની સાલમાં જગતભરમાં સૌથી સુંદર શહેર વિયેના દુઃખના અસહ્ય બોજા નીચે કચરાતું હતું. હજારો બાલકો ભૂખમરાથી મૃત્યુ પામ્યાં હતાં અને બીજાં હજારો

બાળકો અમેરિકન અને બીજાં એવાં પરમાર્થી મનુષ્યોના અનાજ અને દૂધ લઇ મૃત્યુ સામાં મંદ યુદ્ધ આદરી રહ્યાં હતાં. કકડતી ઠંડી હતી. ગરમ પ્રદેશમાં રહેતાં ગરીબોના કરતાં ઠંડીમાં રહેતાં ગરીબોની દશા ભયાનક હોય છે.

આટલું છતાં હું એક દિવસે સાંજે ફરવા ગયો ત્યારે જ્યાં જયાં બરફ ઠરી ગયું હતું ત્યાં ત્યાં ખુલ્લી જગ્યાએ સેંકડો સ્ત્રીપુરૂષો નૃત્ય કરતાં હતાં. હૃદયમાં દાવાનલ સળગતો હોય છતાં બહારથી હાસ્ય કરવું એ ખરાં પુરૂષત્વ અને ખરાં સ્ત્રીત્વનો તેજીલો ચમકાર છે, જીવનના ગૂઢ અને અપરિમિત તત્વની સંજ્ઞા છે.

પ્રકૃત્તિનો નાચ કેવો હોય છે! બાળકોને, સ્નેહીઓને સંહારે છે, અસંખ્ય જીવોનું બલિદાન લઈ બીજા જીવોમાં જીવનનાં તનમનાટ અને ચેતન પૂરે છે. અને આ જીવો પ્રકૃતિનાં આવાં નિર્દય અને ક્રૂર કૃત્યો સહન કરી લઈ એના જ આરંભેલા કાર્યમાં પાછાં મદદ કરે છે. જાપાનમાં ભયંકર ધરતીકંપ થયો ત્યારે પણ જાપાની પ્રજા ડગી નહિ, એ એની અલૌકિક બહાદુરી બતાવે છે. છતાં એટલું સ્મરણમાં રાખવું ઘટે છે કે જો આવી આફતોથી ગભરાઇને પ્રજા વૈરાગ્ય સ્વીકારી લે તો પ્રકૃતિની બાજી ઉલટાઈ જાય. ભયંકરમાં ભયંકર સંહારોની સામા પણ ટટાર ઊભાં રહી,

આકૃતોની અવગણુના કરી જે સ્રીપુરૂષો પોતાનું કર્ત્તવ્યકર્મ કર્યે જાય છે તે જ પ્રકૃતિનાં ખરાં બાલકો છે–તે જ એની મશાલ ઊંચકનારાં છે–તેઓએજ એવા મંત્રો પોતાના જીવનમાં ઉતાર્યો છે–તેઓ જ પ્રકૃતિના અનન્ય ભકતવૃંદો છે.

મૃત્યુને આહ્‌વાન આપતી ચમકતી તરવાર સમણુતા રણઘેલા રજપૂતો યુદ્ધમાં પડે, ઉષાના તેજસમ ઝળકતી રજપૂત વીરાંગનાઓ ભડભડ બળતી ચિતામાં પોતાના દેહની આહૂતિ આપે, અને તે દિવ્ય પ્રસંગો–તે પ્રેમ–તે સૌંદર્ય –તે શૌર્ય–તે દેશાભિમાન ચિરંજીવ રાખવા મદઘેલા ચારણો દેહને ડગમગાવતા દુહાઓ ગાય–આ સૌ પ્રકૃતિની જ પ્રેરણા, એ સૌ પ્રકૃતિના જ તાંડવનૃત્યનો એક પ્રકાર છે! એ દુહામાં—એની કડીએ કડીમાં પ્રકૃતિના જીવનતત્વની વિજયપતાકા ફરકી રહી છે. એ સૌમાં પ્રકૃતિની હાર નથી, પણ પ્રકૃતિએ ઉત્પન્ન કરેલ જીવનના નર્યાં હાસ્ય, નર્યાં ઉમળકા, જીવનજ્યોતનાં તરવરતાં તેજ અને પ્રેમની મીઠી આગમાં કો અદ્ભુત નાચ નાચી રહ્યાં છે.








"પ્રભુ એ પ્રેમ છે" એ વાક્યમાં બહુ ઊંડું અને મીઠું રહસ્ય છુપાયેલ છે. દુનિયાના અપરિમિત કાલથી જીવનના જે ધોધ વહે છે તે ધોધનાં ગાંભીર્ય, આકર્ષણ, ઉદ્વેગ સર્વ આ વાક્યમાં જોઇ શકાશે. સૂર્યમંડળનું ચક્ર, તેથી પણ મોટું આ વિશ્વનું ચક્ર, બહુજ નાનું પણ આપણા હૃદયને બહુ

મોટું લાગતું જીવનચક્ર—આ સર્વ ચક્રો શા કારણથી ઘડાયાં હશે? તેમની પ્રગતિ કઇ દિશામાં હશે? જીવન સંબંધી બોલતાં પ્રભુ ખ્રિસ્તે કહ્યું હતું કે પવન ક્યાંથી આવે છે તે કોઇ જાણતું નથી, પવન ક્યાં જાય તે કોઇ જાણતું નથી. પ્રભુએ તો મનુષ્યજીવન સૌંદર્યભર્યું, અવનવીન ભેદોવાળું બનાવ્યું છે. આપણે એ જીવનને અધમતામાં ઉતારી તેને વ્યાપારની વસ્તુ બનાવી દીધેલ છે, તેનાં સાટાં કર્યાં છે, તેમાં સુંદરતાની છાયા પણ ન રહેવા દેતાં રસશૂન્ય સ્નેહહીણુ બનાવી દીધું છે. મનુષ્યજીવનના ઇતિહાસમાં પેલો ઉમર ખય્યામનો દુહો હંમેશાં નજર સમક્ષ તર્યા કરે છે. કવિ પોતાની માશૂકને કહે છે: “આ જગતમાં તું અને હું, પાસે માત્ર રોટલો અને મદિરા. બીજાં કશાંની મારે જરૂર નથી.”

એક મનુષ્ય બાલ્યાવસ્થામાંથી યુવાવસ્થામાં આવે છે ત્યારે કેટલી લાલચો—યુલીસીસને વારાંગનાઓ લલચાવતી હતી તે પ્રમાણે—પોતાના સુંદર સરોદોથી તેને લલચાવે છે! પૈસો, કીર્તિ, હકુમત, દેશસેવા, પ્રેમ વગેરે લાલચો અનેક ભોગ લેતીજ ફરે છે. પણ એજ લાલચો જ્યારે મનુષ્યને દગો દે છે, જ્યારે લક્ષ્મી તેને મૂકીને ચાલી જાય છે, કીર્તિ તેને છોડી દે છે, હકુમત તેની કને રહેતી નથી ત્યારે ખય્યામની

માફક સ્નેહના હાથ ઉપર માથું મૂકી જગત સર્વને ભૂલી જવાનું મન થાય છે. પ્રેમમાં પણ માણસને નિરાશા થાય છે ત્યારે તે નિરાશા દૂર કરવાને પૈસો, કીર્તિ વગેરેનું આધિપત્ય સ્વીકારવા તે તૈયાર થાય છે. પણ એ જાણતો નથી કે એવી આશા આકાશકુસુમવત્ છે. પ્રેમનું સ્થાન આ બધી વસ્તુઓ પણ ન લઈ શકે અને પ્રકૃતિ પણ ન લઇ શકે. પ્રેમની નિરાશામાંથી બચવા પ્રકૃતિનો આશરો ઘણા લે છે. પણ એ કયાં જાણે છે કે પ્રકૃતિ તો તટસ્થ છે! આપણે ત્યાં સ્નેહીનું મૃત્યુ થાય તે સમયે પણ સૂર્ય એક ક્ષણ વહેલો અસ્ત થતો નથી, અટકતો નથી. પરોઢ થાય એટલે કૂકડા બોલવાનાજ, પક્ષીઓ કીલકીલાટ કરવાનાંજ, સમુદ્ર પોતાનું સંગીત ગાવાનોજ.

બહેન મૃત્યુ પામી. ક્ષણભર એમ થયું કે પ્રકૃતિ પણ અમારાં તીવ્ર દુઃખમાં ભાગ લેવા ઉત્સુક થઇ છે. ઘડીભર વરસાદ વરસ્યો, ઘડીભર કડાકા થયા, પણ પછી તરત જ વાદળાં વીખરાઇ ગયાં. પૂર્ણિમાના ચંદ્રે પોતાના તેજથી સારાં જગતને નવરાવી દીધું અને મૃત બહેનના મુખ ઉપર પણ તે તેજઃપુંજ જાણે હસી રહ્યો.

મનુષ્યજીવનના વિધવિધ પ્રસંગો તરફ પ્રકૃતિની તટસ્થતાના જવાબમાં મનુષ્યો પણ ઘણુંખરૂં પ્રકૃતિના ફેરફાર

પ્રત્યે તટસ્થજ રહે છે. મનુષ્યાત્મા તરફડે છે તે સ્નેહ માટે, અને તે મળતો નથી ત્યારે એથી પણ મોટો પ્રભુસ્નેહ લેવા–માંગવા ઇચ્છે છે.

મેં એક સુંદર અંગ્રેજી કાવ્ય વાંચ્યું હતું: એમાં મનુષ્યજીવનનો આ ભાવ બહુજ અસરકારક રીતે આલેખાયેલો છે—

એક સ્નેહી જોડું સમુદ્ર પાસે એક ઘરમાં રહેતું હતું. ઘર પાસે ભયંકર અને કાળો સમુદ્ર હતો. તેના તરંગોની છાંટ ઘરની બારીઓ ઉપર અફળાતી. આટલાંટિક મહાસાગરમાંથી આવતો પશ્ચિમનો પવન સારી રાત દીવાદાંડીના દીવાની સામે, સમુદ્રના ઊંડાં કાળાં પાણીની સામે, અને ધ્રૂજતી પૃથ્વીની સામે ભવ્ય પ્રકારનું સંગીત ગાતો. આખો દિવસ ગર્જના થતી, વિજળીના કડાકા થતા અને ગાઢ તિમિર પ્રસરી રહેતું. વરસાદના સખ્ત ઝાપટાં અને કોઇ કોઇ વાર બરફનાં તોફાનો પણ થતાં અને સ્ટીમરોને ચેતવણી આપવાને માટે કર્કશ ભૂંગળાંઓ વાગ્યાં પણ કરતાં.

એ એક દૃશ્ય હતું.

બીજું દૃશ્ય આ પ્રમાણે હતું: મારા ઘર પાસે શાંત અને નીલકંઠ પક્ષીની પાંખો જેવો ભૂરો સમુદ્ર ઝીણું ઝીણું

મીઠું સંગીત ગાતો હતો, એ ઘરમાં હું એકાકી જીવન ગાળતો હતો. કિનારા ઉપર જે મીઠી મીઠી પવનની લહર આવતી હતી તેમાં ચંદનઅને ગુલાબની સુગંધ હતી. સમુદ્રને મળતી નદીમાં કિનારા ઉપરના તાડના વૃક્ષનાં પ્રતિબિંબો પડતાં હતાં. કોઈની સ્ત્રીની વેણીમાંથી પડી ગએલાં ચંપાના ફૂલ જેમ નદીના તટ ઉપર ધીમે ધીમે તરતાં જાય, તેમ નાના મછવા અને નાની હોડીઓ તરતાં જાય છે. હું જે ઘરમાં એકાંત જીવન ગાળું છું ત્યાં સર્વત્ર શાંતિ પ્રસરી રહી છે.

આ પ્રમાણે સમુદ્રના કિનારા પાસેજ બે ઘર છે. બન્ને ઘરની પાસે સમુદ્રની ખારી હવા છે અને દૃષ્ટિ પહોંચે ત્યાં સુધી સમુદ્ર વિના બીજું કૈં જણાતુંજ નથી. બન્ને ઘરની આસપાસ સમુદ્રનાં બગલાંઓ ચીસ પાડતાં ફર્યા કરે છે અને બન્નેની પશ્ચિમે સૂર્ય અસ્ત થાય છે. છતાં બન્ને ઘરમાં તફાવત હતો. જે ઘરની આસપાસ તોફાન અને દરિયો એના ભયંકર તાંડવનૃત્ય કરી રહ્યા હતા. તે ઘરમાં સુખ હતું, કારણ કે ત્યાં પ્રેમ અને સ્નેહ હતાં. બીજું ઘર જાણે સ્વર્ગીય ભૂમિમાં હતું છતાં પણ ત્યાંનું જીવન સીસા માફક નિર્જીવ, પથ્થર પેઠે જીવનહીન અને શૂન્ય, શાંત તળાવની પેઠે મૃતવત્ હતું; કારણ કે તેમાં

ન હતો પ્રેમ કે ન હતો સ્નેહ. પ્રકૃતિના તોફાનમાં—તેના ભયંકર સ્વરૂપમાં એક ઘર સ્નેહ અને પ્રેમથી દીપી રહ્યું હતું. પ્રકૃતિના ઉજાસમાં બીજું ઘર સ્નેહશૂન્યતાથી જાણે ખાવા ધાતું હતું !

